રચનાર.

જગજીવન કાશીરામ પંડ્યા.

# सद्बोध वचनावळी

અમદાવાદમાં.

રીચીરોડ ઉપર "સમશેર બાહાદુર" છાપ

ખાનાગાં સવાઇભાઇ રાયચંદે છાપી

પ્રસિધ્ધ કરી

૫૧૬૭

# સદ્‌બોધ વચનાવળી.

સાધારણ મનુષ્યથી તે ઉત્તમ પ્રતિના મનુષ્યોને
ખીસ્સામાં રાખી સિક્ષણ લેવા લાયક.

બનાવનાર


જગજીવન કાશીરામ પંડયા.

રેહેનાર જંત્રાલ તાલુકે કાલોલ તાબે પંચમહાલનાને
હાલ સ્વસ્થાન ખેરડાના કારભારી.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

જગજીવન કાશીરામ પંડયા તથા સવાઇભાઇ
રાયચંદ સમશેર બાહાદુરના માલીક.





અમદાવાદમાં.

રીચીરોડ ઉપર " સમશેર બાહાદુર " છાપખાનામાં
સવાઇભાઇ રાયચંદે છાપી.

સંવત ૧૯૪૯ સને ૧૮૯૨

# अर्पण पत्रिका.

---

અખંડ પ્રૌઢ પ્રતાપ ઠાકોરશ્રી માધવશંઘજી જયશંઘજી.

સ્વસ્થાન એરડા.

સાહેબ!!

આપનો બીજા ઠાકોરોના કરતાં વિદ્વતાની બાબતમાં અત્યંત પ્રેમ હોવાને લીધે ધર્મોત્સાહ વિજળીની પેઠે આપના સર્વ શરીરને સ્વર્ગીય તેજથી પૂર્ણ કરે છે, તેથી આપની અકલંકિત કીર્તિ સર્વ ઠેકાણે ઉજ્વળ અને યસસ્વિ જણાય છે. વળી આપ મારી સાથે એક બંધુત્વથી વર્તોછો તેથી મેં સદ્બોધ વચનોના સંગ્રહ પુસ્તકદ્વારાએ ગુર્જર લોકોને દુર્લભ થઇ પડવાને માટે અતિ ઉપયોગી વચનો વિદ્યાસાગરમાંથી યથાશક્તિ પ્રમાણે વીણી કહાડી તૈઆર કરેલુ આ લઘુ ગ્રંથ આપના ચર્ણકમળ સમીપ સમર્પવા આજ્ઞા માગુંછું તે સ્વીકારશો.

ભાદરવા, } વિનયાવનત

} જગજીવન કાશીરામ પંડયા.

# પ્રસ્તાવના.

કેટલાક સંસ્કૃત ગ્રંથોમાં રાજા અને પ્રજાને નીતિએ ચાલવાને અતિ ઉપયોગી સદ્બોધ કરેલો છે. પણ ગુજરાતી જાણનારા તેનો લાભ લેઇ શકતા નથી; તેથી સર્વે નાના અને મોટા મનુષ્યને પાસે રાખી હરવખતે વાંચી ઉત્તમ બોધ લેવાને માટે વિદ્યાસાગરમાંથી સદ્બોધ વચનોનો સંગ્રહ કરી ગ્રંથદ્વારાએ બ્હાર પાડવાની મારી ઉત્કંઠા થવાથી આ લઘુ ગ્રંથ તૈયાર કર્યો છે. આ પુસ્તકનો લાભ રાજા અને પ્રજા લેશે તો તેમને મહા સાગરરૂપી સંસારમાં વ્હાણ ચલાવતાં અનેક પ્રકારની ખડકો આડી આવી હરકતકર્ત્તા થશે નહીં. તેમજ આ ગ્રંથમાં લખ્યા પ્રમાણે વર્તનાર માણસ આ લોકમાં સુખપ્રાપ્તિને થઇ સદ્કિર્તિને મેળવી પરલોકમાં પણ સ્વર્ગિય સુખ મેળવનાર થશે!!

જગજીવન કાશીરામ પંડયા.

# શદ્‌બોધ વચનાવળી.

---

૧ સાચને આંચ લાગતી નથી.

૨ સત્યવક્તા સદા સુખી જાણવો.

૩ સ્વહીત ઇચ્છોતો પરહીત ચાહો.

૪ શબ્દ અને પથર ફેંક્યો ના ફેંક્યો થતો નથી માટે વિચારીને બોલવું.

૫ કરજરૂપી કીડો અંતઃકરણને કોતરે છે.

૬ કષ્ટ વગર કંચનની આશા ફોકટ.

૭ જાત મહેનત વિના જશ નહીં મળે.

૮ ડાહ્યો દુશ્મન ભલો પણ ભોળો સજ્જન ખરાબ.

૯ ગુણ પછવાડે અવગુણ ઉભોજ હોયછે.

૧૦ ઉપકાર ઉધાર ને અપકાર જમે રહે છે.

૧૧ રોકડે બને તો ઉધારે લેવું દેવું નહીં, કારણ કે ઉ-ધાર જેમ ઉકેડા વધે છે તેમ ઉધારને વધતાં વાર લાગતી નથી.

૧૨ ભાગ્ય ઉપર ભરોશો એ પાણીના પરપોટા જેવું છે.
૧૩ આંધલા ખર્ચવાળાનું અંતકાળે સરવાયું નિકળે.
૧૪ મોટામાં મોટું તિર્થ માબાપની સેવા છે.
૧૫ પીસાબ કરી હાથ પગ ધોવા જોઇએ.
૧૬ વેહેમનું ઓશડજ નથી.
૧૭ ખાનગી દેવું એક ધણીનું કરવું.
૧૮ અરધ મુકી આખાને વળગવું નહીં
૧૯ વેપારથી લક્ષ્મી વધે છે.
૨૦ સુખ દુખ સમાન જાણવાં,
૨૧ નીર ઉદ્યોગી નખોદ વાળે.
૨૨ દોસ્તીમાં અને સગામાં લેણ દેણ કરવું એ વેરનું બીજ રોપવા જેવું છે.
૨૩ કાણાને કાણો કેહેવો નહી.
૨૪ કોઇની એબ ઉઘાડવી નહીં.
૨૫ પડતી દશામાં ખુશામત્યાનો દુકાલ હોયછે.
૨૬ સ્વભાષા, પોશાગ અને સ્વધર્મ તજવો નહી.
૨૭ આપ ભલે જગ ભલાને, આપ બુરે જગ બુરા.
૨૮ ડાબા કાનની વાત જમણા કાનને જણાવવી નહી.
૨૯ ઉપકારનો બદલો વાળવાની કાળજી રાખવી,
૩૦ કરજ કરી વરો કરવો નહીં.
૩૧ ધીરજની પરીક્ષા વીપતીમાં થાય.

૩૨ જોગી થવું પણ જમાન થવું નહીં.

૩૩ પંચ બોલે તે પરમેશ્વર.

૩૪ સબુરીનો બદલો સાહેબ આપે છે.

૩૫ લાખ બોજો પણ શાખ ખોસો નહીં.

૩૬ વ્યાજને ઘોડો પહોચે નહીં.

૩૭ પડ્યા ઉપર પાટું મારવી નહીં.

૩૮ જેની સ્ત્રી નઠારી તેનું ઘર દુઃખનું સ્થાન છે.

૩૯ અન, ધન, ને આબરૂ એને જીવની પેઠે જાળવવાં.

૪૦ બેવિશ્વાસુની થાંપણ રાખવી નહી.

૪૧ બેકદર શેઠની ચાકરી કરવી નહી.

૪૨ કજીઆનું મોહું કાળું કરવું મતલબ કે કજીઓ કરવો નહી.

૪૩ સારા કામને સો વીઘન હોય છે.

૪૪ મોટા સાથે વેર કરવું નહીં.

૪૫ પર સ્ત્રી યાર સદા ખુવાર થાય છે માટે પર સ્ત્રી સંગ કરવો નહીં.

૪૫ ખાવું તેનું ખોદવું નહીં.

૪૬ નજરે જોયેલું પણ ખોટું પડે છે, માટે કોઇના કહેવા ઉપર ભરોશો રાખવો નહીં.

૪૭ દેખા દેખી કરવું એથી કોઇ વખત ખાડામાં પડવા જેવું થાય છે.

૪૮ વખત જાય પણ વચન રહેછે.

૪૯ તમારી પાશે કોઇ પણ જમીન હોય તો તેની યોગ્ય સંભાળ લ્યો.

૫૦ તેને વેચશો નહી તેમ ગીરો મુકશો નહીં.

૫૧ દરેક જાતની આવકની સંભાળ રાખો.

૫૨ તમારા ખરચની અંદર કર કસર કરો.

૫૩ લગ્ન પ્રસંગ ઉપર અયોગ્ય ખરચ ના કરો.

૫૪ મીજમાની આપવી લેવી બંધ કરો.

૫૫ સસ્તાં લુગડાં પહેરો.

૫૬ બૈરાં છોકરાંને માટે જવાહીરનું ઘરેણું ના કરાવો

૫૭ ગોર તથા જોસીઓ જે ખર્ચ કરવાનું કહે તે ના કરો.

૫૮ બાધા ના રાખશો.

૫૯ કરજ કરી યાત્રા ન કરસો.

૬૦ ભારે વ્યાજે પૈસા લેશો નહી તેમ ધીરશો પણ નહી.

૬૧ પૈસા કમાવાને અશકતીવાન હોતો કમાયેલા પૈશા ખોશો નહી.

૬૨ બને ત્યાં સુધી ઉધારે ઉછીનુ લાવશો નહી.

૬૩ દીવાની કજીયા બને ત્યા સુધી લઢશો નહી.

૬૪ આળસુ સગાના ખોરાકનો બોજો માથે લેશો નહીં.

૬૫ તમારા ભાઇ હોય તેની સાથેથી મીલકત વેહેંચી લેઇ જુદા રહો કારણ કે એકત્ર રહેવાથી કોઇ પણ કરકશ

ર થતી નથી

૬૬ તમારા રહેવાના ઘરને ગીરે અથવા વેચશો નહી કારણ કે તેવું ઘર તમને ફરી મળશે નહી.

૬૭ તમારા રેહેવાના ઘરને વખતે વખત મરામત કરો.

૬૮ તમારાં છોકરાંને મેટ્રીકયુલેશનસુધીની કેલવણી આપવાનો ખર્ચ કરો પણ તમારી સ્થીતીને યેગ્ય હોય તેથી વધારે કેળવણીમાં ખર્ચ કરવો બંધ રાખવો કારણ કે તમે જે પૈસા ખર્ચ કરશો તેટલા પૈસા તમને મળવાના નથી.

૬૯ ભણવામાંથી બચેલી રકમ બચાવીને તેના ભવિષ્યના ગુજરાનને સારૂ રાખો.

૭૦ કસરત કરવાથી મજબુતી મળેછે અને સારી વર્તણુંક સ્વચ્છપણાથી તંદુરસ્તી સારી રહે છે એવી છોકરાંને સમજુતી આપો.

૭૧ તમારી દીકરીઓને વાંચવું લખવું અને ગણીત શીખવો.

૭૨ તમારી દીકરીને નવ દશ વરસ પહેલાં પરણાવશો નહીં.

૭૩ તમારાં છોકરાંને ઉદ્યોગી અને કરકસર કરવાની તથા પ્રમાણીકપણું રાખવાની સમજુત આપો કે તેઓને જલદીથી ધંધો મળી આવે

૭૪ ઉપરની ફરમાનો પ્રમાણે નહી ચાલવાથી ઘણા લોકો પાયમાલ થએલા છે એમ હું ખાત્રીથી જાણુંછું.

૭૫ ઘણો બારીક વખત આવેલા છે. ને તેથી પણ વધારે બારીક વખત આવવાનો છે તે વખતમાં તમો ડહાપણથી કામ કરો.

૭૬ વિદ્યા ભણવી હોય તો વિદ્યાર્થિએ શરીર, વાણી બુદ્ધિ ઇન્દ્રિય અને મનને નિયમમાં રાખી હાથ જોડી ગુરૂનું મુખ જોતાં ઉભાં રેહેવું તેમજ નાના પ્રકારની ઇચ્છા ક્રોધ, લોભ, સ્વાદ, સુંગાર, નાચરંગ, આલસ્ય તથા અતિ નિંદ્રા એ આઠ ગુણોનો ત્યાગ કરવો.

૭૭ સ્ત્રી, રત્ન, વિદ્યા, ધર્મ, પવિત્રતા, સુંદર વચન, તથા અનેક પ્રકારની કળા એટલાં વાનાં સર્વ પાસેથી ગ્રહણ કરવાં.

૭૮ પુસ્તકમાં જે વિદ્યા તથા પારકાના હાથમાં જે ધન હોય તે બે વાનાં ખપ પડે કામ આવતાં નથી.

૭૯ શાસ્ત્ર અનંત છે ને વિદ્યા ઘણીછે, આયુસ્ય થોડું છે ને તેમાં વિઘ્ન ઘણાં છે; તેટલા માટે જેવી રીતે હંસ પક્ષી દુધ મિશ્રીત જળમાંથી દુધને ગ્રહણ કરી લે છે તેવીજ રીતે સર્વ વસ્તુમાંથી સાર ગ્રહણ કરી લેવો એ દરેક મનુસ્યના ધર્મ છે–ફરજ છે.

૮૦ સ્ત્રીઓને પુરૂષ કરતાં આહાર બમણો, લજ્જા ચાર

ગણી, સહાસ છ ગણું તથા કામ આઠગણો હોયછે.

૮૧ જગતમાં માણુથી અધિક બીજું કોઇ નથી, માટે મનુસ્ય માત્રે પોતાની પેઠે બીજા પર દયા રાખવી.

૮૨ સમુદ્રમાં વરસ્ટી થવી, તૃપ્તને ભોજન કરાવવું, ધનવાનને દાન આપવું તથા દીવસે દીવો કરવો એ સર્વ વૃથા જાણવાં.

૮૩ કોઇ કોઇનો મીત્ર નથી તેમ કોઇ કોઇનો શત્રુ નથી, પણ સ્વાર્થથીજ મિત્ર તથા શત્રુ થાય છે. જેમ મોટા હાથીઓથી વનના હાથીઓ બંધાય છે તેમ અર્થ વડે કરીને અર્થ બંધાય છે

૮૪ કાર્ય કરી ચુકયા પછી કોઇ તેના કર્ત્તાની દરકાર રાખતું નથી; એટલા માટે તમામ કાર્ય અવશેષ રાખીને કરવાં.

૮૫ નરનું ભુષણ રૂપ, રૂપનું ભુષણ ગુણ, ગુણનું ભુષણ સાર, અને સારનું ભૂષણ ક્ષમા છે

૮૬ જેણે પુર્વે તારો ઉપકાર કર્યો હોય તે કદી મોટો અપરાધ કરે તો પણ તેના ઉપકારને યાદ કરી તેના અપરાધ ક્ષમા કરવો.

૮૭ જે કુળમાં સ્ત્રીથી પુરૂષ અને પુરૂષથી સ્ત્રી સંતુષ્ટ રહે છે તે કુળનું સદા કલ્યાંણજ થાય છે.

૮૮ સ્ત્રીને સ્વતંત્રતા, પોતાને ઘેર નિવાસ, મનુષ્યના મેલા-

વડામાં એકલાં જવું, પર પરૂષ સાથે છાની વાતો, લજ્જા રહીત હરવું ફરવુ, પતિનો પરદેશમાં વાસ, વારંવાર ખરાબ સ્ત્રીની સોબત, પોતાના ભરણ પોષણની ક્ષતિ, પતિની વૃદ્ધાવસ્થા, ઇચ્છા પ્રમાણે વર્તવું એટલા કારણોથી સ્ત્રીઓ ભ્રસ્ટ થાય છે.

૮૯ પારકી સ્ત્રીને છુપી ભેટ મોકલવી, તેની સાથે હસવું, બોલવું, તથા રમત ગમત કરવી, તેના ભુષણ તથા વસ્ત્રને અડકવું અને તેની સાથે એક ઢોલીયાપર બેસવું એ સર્વ વ્યભીચાર કહેલા છે.

૯૦ બળતા અગ્ની સમાન સ્ત્રી છે અને ઘીથી ભરેલા ઘડા સમાન પુરૂષ છે; માટે બુદ્ધીવાને એ બંનેને એકાંત થવા દેવી નહી. મા, બેહેન તથા દીકરી સાથે પણ એકાંત બેસવું નહી, કેમકે ઇન્દ્રીઓ બળવાન હોવાથી વિદ્વાનને પણ વિષય પ્રત્યે ખેંચે છે.

૯૧ જેમ જન્માંધ દેખતો નથી તેમ કામાન્ધ, મદોન્મત તથા મતલબી દોષને જોતો નથી.

૯૨ ગ્રહાસકતને વિદ્યા, માંસાહારીને દયા, દ્રવ્યના લોભીને સત્યતા તથા સ્ત્રિયોમાં બેસનારને પવીત્રતા હોતી નથી.

૯૩ રાજા, અગ્ની, ગુરૂ, સ્ત્રી, એટલાંની ઘણી સેવા કીધી હોય તો તે નાશ કરેછે ને તેમનાથી આઘા રહયા હોઇયે

તો તેઓ ફળ આપનારાં થાય છે; માટે તેમની સેવા કરવી તે મધ્યમ રીતે કરવી એટલે નાશ ન કરતાં ફળ આપશે.

૯૪ સ્ત્રિયોની મીતી એક ઠેકાણે હોતી નથી પણ ફરતી સેતની હોય છે કેઃ—સ્ત્રી એકની સાથે વાત કરેછે અને વિલાશયુકત બીજાને જુવે છે ને તેજ પ્રમાણે ત્રીજાનું ચિંતવન કરે છે.

૯૫ ભવીષ્ય આગળ કોઇનું ચાલતું નથી.

૯૬ જેને પોતાનું જ્ઞાન નથી ને મીત્રનું પણ સાંભળતો નથી તે મૃત્યુ પામે છે.

૯૭ નટવા, ભાટ, હલકા માણસ, વાળંદ, છોકરાં ને ભીખ માગનારાઓની સાથે વિચાર કરીએ નહીં.

૯૮ જો પોતાના જીવવાની આશા હોય તો જે ઘેર નિત્ય કજીઓ થાય છે તેને છોડી દઇએ. જે કુટંબમાં કજીઓ લાગ્યો તે કુટંબ, જે મિત્રમાં કડવાં વચન નિકળવા લાગ્યાં તે મિત્ર જે રાજ્યમાં પ્રજા પીડાવા લાગી તે રાજ્ય, ને જે કીર્તિને કર્મનો ડાઘ લાગ્યો તે કીર્તિ એ સંઘાં નાશ પામ્યાં એમ જાણવું.

૯૯ લાલચ એ ઘણી ખોટી વસ્તુ છે. સો રૂપીઆ મળતા હોય તો હજારની આશા કરે, હજાર વાળો લાખની આશા કરેછે ને લાખ વાળો કરોડની આશા કરે છે.

૧૦૦ જો ઇશ્વરની કૃપા હોય તો વાંકાનું સીધું અને ઉલટા-
નું સુલટું થાય છે

૧૦૧ જે પુરૂષ બીજાનો વિચાર પુછેછે, બીજાનો વિચાર સાં-
ભળે છે ને તે ઉપર પોતે તે વાતનો વિચાર કરેછે
તેની બુદ્ધિ વૃદ્ધિ પામે છે

૧૦૨ ક્ષણમાં રૂઠે અને ક્ષણમાં તુટે એવી ચળવૃતિવાળાની
કૃપા ઘણી ભય ભરેલી જાણવી.

૧૦૩ ઉગતાં ને આથમતાં સૂર્ય જેમ એક રૂપે રહે છે તે-
મ સંપત્તિ અને વિપત્તિકાળે પણ મહાન પુરૂષો એ-
કજ રૂપે રહે છે.

૧૦૪ પોતાના નામ વડે જે ઓળખાય તે ઉત્તમ જાણવો,
પિતાના નામ વડે ઓળખાય તેને મધ્યમ જાણવો,
મોશાળના નામથી ઓળખાય તે કનિષ્ટ પણ સસરા
ના નામથી ઓળખાય તેતો કનિષ્ટમાં કનિષ્ટ જાણવો.

૧૦૫ જ્યાં સુધી અનર્થ પાસે આવી પહોચ્યો નથી ત્યાં સુ
ધીમાં ઉત્તમ નિતી વડે જે તેનો અટકાવ કરે છે તે
સંશયમાં આવી પડતો નથી.

૧૦૬ સમય આવી પહોચતાં પહેલાં કાર્ય કરનાર તથા સમય
આવ્યે જેને યોગ્ય બુદ્ધિ ઉપજે તે બંને સુખમાં વૃ
દ્ધિ પામે છે ને દીર્ઘસુત્ર નાસ પામે છે.

૧૦૭ શત્રુની સાથે પણ સંધિ કરવો પણ માણનું રક્ષણ કરવુ

જે મુર્ખ પુરૂષ શત્રૂની સાથે પણ હમેશ સંધી કરતો નથી તે કોઇ પણ અર્થ પ્રાપ્ત કરી શકતો નથી.

૧૦૮ જે પુરૂષ અર્થની યુકિત જોઇને શત્રુની સાથે સંધિ કરે તથા મિત્રની સાથે વિરોધ કરે તે પુરૂષ અત્યંત મોટું ફળ પ્રાપ્ત કરી શકે છે.

૧૦૯ જે પુરૂષ બુદ્ધિવાન, જ્ઞાની અને નીતિ શાસ્ત્રમાં પ્રવીણ હોય છે તે મોટી અને દારૂણ આપત્તિ પામીને પણ તેમાં ડુબી જતો નથી.

૧૧૦ બળવાન પુરૂષ જ્યારે સંકટમાં પડયો હોય ને જો તે જીવવાની આશા રાખતો હોય તો તેણે પોતાનો શત્રુ યદ્યપિ હલકો હોય તો પણ તેની સાથે સંધિ કરવો.

૧૧૧ શત્રુ પણ પંડીત હોય તે શ્રેષ્ટ પણ મિત્ર મૂર્ખ હોય તે શ્રેષ્ટ નથી.

૧૧૨ સત્પુરૂષ સાત ડગલાં જોડે ચાલે એટલામાં તેમને મિત્રતા થાય છે.

૧૧૩ જે પુરૂષ ઉપકાર કર્યા પછી પ્રત્યુપકાર ઘણો કરે તો પણ પ્રથમ ઉપકાર કરનારના જેવો શોભતો નથી કેમકે જે પ્રત્યુપકાર કરે છે તે કરેલા ઉપકારના બદલામાં કરે છે, પણ જે પ્રથમ ઉપકાર કરે છે તે તો નિષ્કારણજ ઉપકાર કરે છે.

૧૧૪ કાળ આવ્યા શિવાય કોઇ કૃત્ય કરવા માંડયું હોય

તો તેથી તેના કર્તાનો કાંઇ અર્થ સિદ્ધ થતો નથી, પણ તે કૃત્ય સમય આવ્યે આરંભ્યું હોય તો તેથી મોટી સિદ્ધી થાય છે.

૧૧૫ જે મિત્રથી ભય થવાની આશંકા રહેતી હોય, તેનાથી જેમ સાપના મુખથી હાથનું રક્ષણ કરવામાં આવે છે તેમ સારી રીતે રક્ષણયુક્ત થવું ઘટે છે.

૧૧૬ બળવાનની સાથે સંધિ કરીને જે પુરૂષ પોતાનું રક્ષણ કરતો નથી તે પુરૂષને તે સંધિ જેમ અપથ્ય પદાર્થનું ભોજન કર્યું હોય તેમ અર્થ સિધ્ધિ આપતો નથી.

૧૧૭ મિત્રને ઓળખવા તેમ શત્રુને પણ ઓળખવા એજ કામ આ લોકમાં અતિશય સૂક્ષ્મ છે. કેટલાક શત્રુ સરખા દેખાય છે પણ મિત્ર હોય છે, અને કેટલાક મિત્ર સરખા દેખાય છે પણ શત્રુ હોય છે; કેમ કે તેમની સાથે સંધિ કર્યા છતાં પણ કામ અને ક્રોધના વશમાં પડેતો તે કંઇ સમજતા નથી.

૧૧૮ મૈત્રી સદૈવ સ્થિર રહેતી નથી, તેમ શત્રુતા પણ સદાકાળ સ્થિર રહેતી નથી; મિત્ર અને શત્રુઓ અર્થના યોગથી થાય છે. કોઇક કાળ એવો ફરી જાયછે કે તે વખતે મિત્ર હોય તે શત્રુ થઇ પડે, તેમ શત્રુ હોય તે મિત્ર થઇ પડે માટે સ્વાર્થ એજ બળવાન છે.

૧૧૯ પોતાના આત્માને અર્થે સંતતિ, રાજ્ય, રત્ન, ધન

એ સર્વ તજવાં. ભલે સર્વસ્વ જાય તો જવા દેવું પ-
ણ પોતાના આત્માનું રક્ષણ કરવું.

૧૨૦ મિત્રદ્રોહ બહુ નિંદા કરવા યોગ્ય છે.

૧૨૧ બે જણે પરસ્પર વૈર કર્યું હોય તેમની બુદ્ધિ જયારે એક બીજા સાથે સંધિ કરવાની થાયછે ત્યારે તેઓ એક બીજા સાથે ઉત્તમ પ્રીતિ કરે, તેમાં જે નિપુણ હોય તે રૂડે પ્રકારે બુદ્ધિનો આશ્રય કરીને સંધિ કરેછે અથવા પ્રમાદ વડે મુર્ખ પુરૂષો સાથે ડાહ્યો પુરૂષ સંધિ કરે પણ ભય પામતાં છતાં પણ ભય નથી પામતો એ મ દેખાડીને તથા વિશ્વાસ ન રાખ્યા છતાં વિશ્વાસ રાખું છું એમ દેખાડીને તેણે વર્તવું જોઇએ. કારણ કે એ પ્રમાણે જે સાવધ રહે છે તે ચલાયમાન થતો નથી, પણ કદાચિત ચલિત થાયછે તો તે વિનાશ પામે છે.

૧૨૨ ક્ષત્રિય સાથે સોબત કરેલી ખોટી છે કારણ કે તેનામાં પ્રીતિ નથી કે સ્નેહ નથી જો મતલબ હોય તો તે સામાનું સાંત્વન કરે અને જયારે તેમની મતલબ થઇ રહી એટલે તેઓને તજીને ચાલ્યા જાય છે.

૧૨૩ ક્ષત્રિય ઉપર કોઇએ વિશ્વાસ કરવો નહી કેમકે તે સર્વને અપકાર કરનારા છે, તેઓ અપકાર કરીને પણ પાછળથી નિરર્થક સાંત્વન કરે છે.

૧૨૪ સુભકે અસુભ કર્મ કરનારા સામે જે સુભ કે અસુભ કર્મ કરે છે તેનું પણુ સુભ કે અસુભ ફળ નાશ પામતું નથી.

૧૨૫ એકવાર અપરાધ કરીને ફરીને તેજ સ્થળમાં રહેવું નહી, ત્યાંથી તો દૂર જવું એમાંજ કલ્યાણુ છે.

૧૨૬ એક વાર જો વૈર કર્યું હોય તો પછી સામો ધણી ગમે તેટલા સાત્વન ઉપાયની યોજના કરે તથાપી નિરંતર તેનો વિશ્વાસ કરવો નહી; જે વિશ્વાસ કરે છે તે મૂઢ ઉતાવળેજ બંધનમાં આવેછે પણ વૈર શાન્ત થતું નથી.

૧૨૭ જેણે વૈર કર્યું હોય તે સર્વનો વિશ્વાસ ન કરવો એ જ સુખના ઉદયનું સ્થાન છે.

૧૨૮ પુર્વે જેણે અપકાર કરેલો છે એવા પ્રાણીનું અર્થ અને માન વડે પૂજન કરવામાં આવે છે તોપણ તેનું મન વિશ્વાસયુક્ત થતું નથી; તથા તેનું પોતાનું કર્મ તેને બળાત્કારે ત્રાશ પમાડે છે.

૧૨૯ જે સ્થળમાં પુર્વે સન્માન થયું હોય તથા તે સ્થળમાં પાછળથી અપમાન થયું હોય, તો તે સ્થળમાં યદ્યપિ શત્રુ તરફથી માન મળતું હોય તોપણુ સત્ત્વવાળા પુરૂશે તે સ્થાનનો ત્યાગ કરવો.

૧૩૦ વૈર નાશ પામતુંજ નથી; અપકાર કરનારે એમ ના

જાણવું કે મારૂં એણે સાત્વન કર્યું છે માટે એ વિ- શ્વાસ રાખવા યોગ્ય છે પણ વિશ્વાસ થકીજ લોક માં બંધન થઇ શકેછે, માટે તેનાથી તો દુર જતા ર હે તેમાંજ કલ્યાણ છે અત્યંત તિક્ષણ શસ્ત્રોએ કરીને કબજામાં નથી આવતા તે પણ સામ ઉપાયથી કબ જામાં આવે છે.

૧૩૧ વૃધ્ધ અવસ્થા એ દુઃખછે, અર્થ વિપર્ય અનર્થ થવો એ પણ દુઃખ છે, અનીષ્ટ સ્થાનમાં રહેવું એ પણ દુઃખ છે. તથા તેજ પ્રમાણે ઇષ્ટના વિયોગ, વધ થવો, બંધ નમાં પડવું, સ્ત્રી સબંધી, જન્મ સાથે ઉપજેલું એ સર્વ દુઃખ તે દુઃખજ છે.

૧૩૨ જે મનુષ્ય અંત ઘડીનું વૈર થયા પછી તેની સાથે સં ધિ કરવા ઇચ્છે છે, તે ભાગેલા માટીના વાશણને સાં ધવાના મનોરથની પેઠે તેના મનોરથ સિધ્ધ થતો નથી.

૧૩૩ જે પુરૂષ શત્રુ ઉપર વિશ્વાસ રાખે છે, તે શત્રુ કદા ચિત્ત સત્યવાદી હોય કે અસત્યવાદી હોય તોપણ તે- ના ઉપર શ્રદ્ધા રાખનારા પુરૂશો બંધનમાં પડે છે. જેમ શત્રુએ દેખાડેલું મોંઢા આગળનું મધ લેવા જ નારના માર્ગમાં સુકા ઘાસથી ઢાંકેલો કુવો હોય તેને તે લોભથી ન જાણીને મધ લેવા જતાં જેમ કુવામાં પડે છે તેમ શત્રુ ઉપર વિશ્વાસ રાખીને માણસ ફસાય છે.

૧૩૪ વૈર કરીને પછી જે પુરૂશ તેને શાંત કરવા ઇચ્છે છે તે જળથી ભરેલા ઘડાને પથ્થરપર પછાડવા જેવું કૃત્ય કરે છે. એમ જાણવું.

૧૩૫ નઠારી સ્ત્રી, નઠારો પુત્ર, નઠારો રાજા, નઠારો મિત્ર, નઠારો સબંધ અને નઠારૂં સ્થાન એ છ નકારી વસ્તુ ઓને દુરથી તજવી.

૧૩૬ શત્રુને પણ મિત્ર રૂપે થઇને સાંત્વન વચનથી શાંત કરવો પણ જેમ ઘરમાં સર્પ હોય તેની પેઠે તેનાથી હમેશાં ત્રાસ પામતા રહેવું.

૧૩૭ જ્યાં સુધી કાળ ફરી જાય ત્યાં સુધી શત્રુને ખભે બેસાડીને ફરવું, પણ સમય અનુકુળ આવ્યો જાણીને ઘડાને પથ્થરપર પટકીએ ને ફુટી જાય, તે પ્રમાણે પટકતાં વાર લગાડવી નહિં.

૧૩૮ બુદ્ધિમાન પુરૂષ સાથે વિરોધ કરીને હું તેનાથી દુર છું માટે મને એ શું કરનાર છે ? એમ વિશ્વાસ રાખવો નહિં. બુદ્ધિવાનના બાહુઓ ઘણા લાંબા છે અને તેમના ઉપર જો પ્રહાર કર્યો હોય તો તે લાંબા બાહુઓ વડે મારી નાંખે છે.

૧૩૯ સત્સંગ વિના બુદ્ધિ દુરલભજ છે.

૧૪૦ મુર્ખને ઓળખવાનાં ત્રણ ચિન્હ હોય છેઃ-તે એકે પ્રથમ શિખા એટલે લાંબા લાબા વાળરાખી અગર

સ્ત્રી જેવો ચેહેરો રાખી તેમાં રોજ રોજ સુગંધીદાર તેલ નાંખવું. ટીકા-સાસરે જતી વખતે સ્ત્રી જેમ વારં વાર ચાંદલો ભુસી નાંખી કોરી કોરીને ઘણી સંભાળ થી કરે એમ ઝીણો ટીકો કરવો. તથા પટીકા ઘણી કાળજી રાખીને છેવટે ટાંકણીઓ ખોસીને પણ ધો તીઆની બરાબર ગડી રાખવી તે.

૧૪૧ સત્ય વડે વાયુ વાય છે તથા સુર્ય આકાશમાં પ્રકાશે છે, સત્ય વાણીની પ્રતિષ્ટા છે, સત્યમાં સર્વ રહ્યું છે, સત્યવડે પ્રથ્વી ધારણ કરાયલી છે, સુર્ય તપે છે તથા વાયુ વાય છે માટે સર્વ સત્યમાં રહયું છે એમ કહીએ તો ચાલે.

૧૪૨ જગતમાં જુઠું બોલનારને જશ મળતો નથી, ને ઝેર ખાનારની પેઠ તેનું કયાંય પણ કલ્યાણ દેખા-તું નથી.

૧૪૩ જે જ્ઞાન, કર્મ તથા ઉપાસનાએ કરી ઇશ્વર ભજન ક રવામાં પ્રીતિ રાખનાર, શાંત, જીતેન્દ્રિય પરાક્રમી ત થા દયાળુ હોય તે બ્રાહ્મણ કહેવાય છે.

૧૪૪ જે પ્રજાનું સંરક્ષણ કરવામાં નિપુણ, શુરવિર, જીતે ન્દ્રિય, પરાક્રમી તથા દુષ્ટોને દંડ દેવાના સ્વભાવ વાળો હોય તેજ ખરો ક્ષત્રિય કહેવાય છે.

૧૪૫ જે નિત્ય માલ ખરીદવા તથા વેચવામાં કુશળ વ્યાપા

રી, પશુ પાળક તથા ખેતી કરનાર હોય તે પ્રથ્વીને વિશે વૈશ્ય કહેવાય છે.

૧૪૬ જે બીજી વર્ણની હલકી ચાકરી તથા તાબેદારી કરવામાં પ્રીતિવાન, કામકાજ કરવામાં સમર્થ સારા સ્વભાવ વાળો, જીતેન્દ્રિય, અને હળ તથા ઘાશ અને કાષ્ટ ઉપાડવાનું હલકું કામ કરનાર હોય તેને શુદ્ર કહે છે.

૧૪૭ જેને પોતાની બુદ્ધિ નથી તેને ઉપદેશ શું કરી શકે? કેમકે નેત્ર રહીત મનુષ્યને દર્પણ વડે શું થાય; અગ્નિ જળવડે, તડકો છત્રવડે, મદોન્મત્ત હસ્તિ અંકુશ વડે, બળધ તથા ગધેડાં લાકડા વડે, રોગ વિવિધ પ્રકારનાં ઓસડ વડે, અને વિષ વિચાર પુર્વક ઔષધના પ્રયોગ વડે નિવારણ કરી શકાય છે; એ રીતે સર્વનો ઉપાય કહયો છે પણ મુર્ખ મનને સમજવાનો ઉપાય નથી.

૧૪૮ સંપુર્ણ ભરેલો કુંભ જેમ શબ્દ કરતો નથી પણ અધુરોજ શબ્દ કરે છે તેમ મોટો માણસ ગર્વ કરતો નથી પણ ગુણહિણને હલકા મનુષ્યોજ બહુ બકવાદ કરે છે.

૧૪૯ પાપને નિવારણ કરે, લાભ થવાનો સંભવ બતાવે, છાનો વાતને ગુપ્ત રાખે, ગુણોને પ્રસિદ્ધ કરે, દુઃખમાં

ફસાયલો હોય તો પણ છોડીને ચાલ્યો ન જાય, જરૂર પડેતો દ્રવ્ય પણ આલે એ સારા મિત્રનું લક્ષણ છે.

૧૫૦ બુરામાંથી સારૂ ફળ મળે તો પણ પરિણામે સારૂં રેહેતું નથી કેમકે જેમાં વિષ મળેલું છે. એવું અમૃત પણ મોતનું કારણ થાય છે.

૧૫૧ જેની પાશે કંઇ પણ નથી, પણ ઇન્દ્રીયો વશ રાખેલી છે, એક સરખું ચિત્તછે, હમેશાં સંતોશવાળું મન છે, એવા માણસોને સર્વ દિશાઓ સુખ રૂપ છે.

૧૫૨ બળવાન સાથે બીગાડ કરવો નહીં. જે સારો ગંભીર જેને સહાય ઘણા ને જેણે ઘણા યુદ્ધમાં જીત મેળવી છે તેવાની સાથે સલાહજ રાખવી.

૧૫૩ સમાન સાથે યુદ્ધ કરવું, બળવાન સાથે કરીએ તો માટીના ઘડો પથ્થર સાથે અફાળવાથી ફુટે છે તેમ નાશ પામીએ.

૧૫૪ ભુંડા શત્રુ સાથે મૈત્રી કરીએ તો પણ એ પોતાનું ભુંડાપણું કરવા ભુલે નહીં.

૧૫૫ જે ક્રૂર, લાલચુ, જુઠો, અહંકારી, ચંચળ, મુર્ખ અને સરદારોને જે માન આપતો નથી. એવો શત્રુ જીતવો કઠણ નથી.

૧૫૬ શત્રુના દેશમાં જાતાં શું શું અડચણ છે, અન્ન, પાણી વિગરેની વેતરણ કેમ થશે એ જાણ્યા વિના

જો ત્યાં જઇએ તો પાછા પોતાને દેશ ભાગ્યેજ આવીએ.

૧૫૭ મનુષ્યે પોતાના કામમાં મજબુત રહેવું; કેમ કે મગર પોતાને ઠામે હાથીને ઝાલે છે તેજ મગર જો પાણીની બહાર પડયો હોય તો તેને એક કુતરો પણ મારેછે.

૧૫૮ સંપ રાખી જથ્થો કરવો; કેમ કે નાનાં ઝાડો પણ એક બીજાનો આશ્રય કરીને રહેતો તેને વાયુ ઉખેડી શકતો નથી પણ જો મોટું વૃક્ષ હોય ને એકલું હોય તો તેને હલકો વાયુ પણ ઉખેડી નાંખશે. ઘણાનો જથ્થો થયો તો જો તે નબળો હોય તો પણ તે જીતવો ભારી છે, જેવી રીતે કેઃ-ઘણા તરણાઓનું દોરડું તોડવું કઠણ પડે છે.

૧૫૯ પાપી, શત્રુ, ખોટો મિત્ર ને વેસ્યા એઓની સાથે સિધા ચાલીએ તો બચીએ નહીં; ને દેવ, સાધુ, અને ગુરૂ એઓની સાથે કપટ રાખીએ તો નર્કે જઇએ. માટે શત્રુના મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરી તેના ઘરનો ભેદ જાણીએ તો તે સુખેથી માર્યો જાય છે.

૧૬૦ હાથી અડકતાં મારે, સાપ ફુકતાંજ, રાજા હસતાંજ ને દુર્જન માણસ તો માન આપ્યા છતાં મારે છે.

૧૬૧ શત્રુ કપટ કર્યા વગર હાથ આવતો નથી. માટે કપટ કરીને ઠગવો જોઇએ.

૧૬૨ જે લોભમાં પડયો તે આપદા જોતો નથી. બીલાડી જેમ દુધને જુવે છે પણ લાકડીનો માર જોતી નથી.

૧૬૩ પરાક્રમ વિના જે રાજ્ય લક્ષ્મિ મેળવીએ તેને રાજ્ય લક્ષ્મિ નહી કહીએ.

૧૬૪ જેના પર આવી પડે છે તે જો ન ગભરાતાં તેનો ઉપાય કરેછે તો તે સંકટમાંથી પાર પડે છે.

૧૬૫ કુબ્ધ પુરૂષ, સ્ત્રી, કરચલાં, માછલાં, મકોડો અને દારૂડીઓ પુરૂષ જે એકવાર પકડયું તે છોડતા નથી.

૧૬૬ થોડું જતાં સંધુ રેહેતું હોય તો રાખીએ, સઘળાનો નાશ થવા કરતાં અરધાનો નાશ થવો બેહેતર છે. સૈન્યામાં એક શુરો હોય તો તેને લીધે બધી સૈન્યા હિમતવાન થાય છે. ને એક નામર્દ હોય તો બધી સૈન્યાને નસાડે છે.

૧૬૭ શત્રુને મિત્ર જેને સમાન, જેને સોનું ને માટી સરખીછે તેમ સારા ને માઠા માણસ પર કૃપા રાખે છે. તેને સાધુ પુરૂષ જાણવો.

૧૬૮ કન્યા સ્વરૂપવાન વરને જુવે છે, માતા ઘરેણાને ને પિતા વિદ્યા, ભાઇ બંધુ કુળ જાતને ને બીજા લોકો મીઠાં ભોજનને જુવે છે.

૧૬૯ સ્ત્રી છે તે પોતાના મન ગમતા પુરૂસને ઇચ્છેછે, પણ સોનું, રત્ન તથા સાહેબીને જોતા નથી.

૧૭૦ એક બ્રાહ્મણનું એવું વચન છે કેઃ—જે સ્ત્રીને કાજે મેં પોતાનું કુળ છોડયું, અડધું આયુષ્ય પણ આપ્યુ તે બાયડી મને છોડી પારકા પાસે ગઇ.

૧૭૧ અકર્મિ અને નઠારી સ્ત્રીનું મર્ણ સારૂં. કારણ કે દુષ્ટ સ્ત્રીને લાકડાથી મારે 'અથવા સસ્ત્રથી તોડે અથવા સોનાથી મઢે તો પણ તે પોતિકા ખાવંદને વશ થશે નહીં.

૧૭૨ ઘા વાગ્યો હોય તે પર ઠોકર લાગેછે, ખાવાનું નહીં હોય ત્યારે ભુખ વધેછે અને દુરબળતા થાય ત્યારે શત્રુ પેદા થાય છે.

૧૭૩ મોટો છે તેને પગે પડી વશ કરી લેવો, શુરાને કપટથી વશ કરી લેવો, નીચ હોય તેને કંઇ આપીને વશ કરી લેવો ને આપણા બરાબરીઓ છે તેની સાથે લઢીને વશ કરી લેવો.

૧૭૪ ભુખે મરશે પણ સિંહનો સુત ત્રણ ખાવાનું મન કદી કરશે નહીં તેમજ જે કુળવંત પુરૂષ તથા સ્ત્રી છે તે પોતાનો માર્ગ છોડી આડે માર્ગે કદી જશે નહીં.

૧૭૫ જે ડાહ્યા પુરૂષ છે તે પ્રાપ્ત વસ્તુને છોડી અપ્રાપ્ત વસ્તુપર ભરોંસો રાખતા નથી.

૧૭૬ ધર્મિપણું, સહનતા, કુશળતા, મિઠો સ્વભાવ અને સારા કુળમાં જન્મ એ સઘળાં વાનાં પૈશાવિના શોભા

આપતાં નથી. માંથાપર કુટંબનો ભાર ને ગાંઠે પૈશા નહીં તે ડાહ્યો પુરૂષ હોય તોપણ ઘેલ્લો કહેવાય છે.

૧૭૭ જે પુરૂષે ઘર છોડયું, બાયડી છોડી, જેનં હાથેળી શિ-વાય બીજું વાસણુ મળે નહીં, આકાશ જેને લુગડું તેને પણુ આશા છોડતી નથી. ગાલ, દાંત, આંખ્ય ઈત્યાદી ઘરડાં થાય છે પણુ એક આશા માત્ર દીવસે દિ-વસે જુવાન થતી જાય છે.

૧૭૮ પાકો વિચાર કર્યાવિના કોઇ કામ કરવા માંડીએ ન-હીં. વિચાર વિના જે કામ કરે છે તે પછીથી સા-રીપેઠે પસ્તાય છે.

૧૭૯ ધન, કમાવાના રસ્તા એ છે કેઃ—હુન્નર, રાજાની શેવા, ખેતી, વિદ્યા, વ્યાજવટો અને વ્યાપારમાં જે લા-ભ થાય છે તેવો બીજા કોઇમાં થતો નથી.

૧૮૦ જેને વિદ્યા નહીં હોય પણ જો બુદ્ધિ હોય તો સા-રૂં પણ જો એમાંનું એકે ના હોય તો તે નાશ પામેછે.

૧૮૧ આ આપણો અને આ પારકો એવી વાત જે અજ્ઞા-ની છે તે મનમાં લાવે છે પણ જે જ્ઞાની છે તે સ-ઘળું જગત પોતાના કુટુંબ સરખું જાણે છે; પારકું કોઇ નથી.

૧૮૨ જે શાસ્ત્ર જાણે છે પણ વ્યવહારમાં સમજતો નથી તે મૂર્ખ પંડિતની પેઠ પોતિકો સ્વાર્થ બગાડે છે.

૧૮૩ વાઘ, સર્પ અને દુષ્ટ માણસ એઓનું મન માન્યું થતું નથી ત્યારે પીડા કરે છે.

૧૮૪ જ્યાંહાં સૂર્યની ગતી થતી નથી, જ્યાંહાં પર્વન પહોંચી શકતો નથી ત્યાં બુદ્ધિવાળાની બુદ્ધિ પહોચે છે.

૧૮૫ ઘણુંકરીને રાજાઓ નિચના કહ્યા પ્રમાણે વર્તે છે. સારા નરસાનો વિચાર કર્યા વિના પોતાની બુદ્ધિએ જે માર્ગ સારો કહ્યો તેજ માર્ગે બીજાના કહેવા ઉપ-ર આધાર રાખી વર્તે છે માટેજ તે મોટા સંકટમાં પડે છે.

૧૮૬ રાજાની પાસે જો સારાં સારાં માણસો હોતાં નથી તો તે રાજાનો નાશ થાય છે. જે વહાલી વહાલી વાતો ક-હેનારા જેઓએ આખા જન્મમાં તલવાર હલાવી નથી તેની લક્ષ્મિ તેના વેરીના હાથમાં જાય છે.

૧૮૭ જે દેશ મધે જે ઠેકાણે પોતાના પ્રતાપથી પૈશા મેળ-વીને ભોગ ભોગવ્યા છે તે દેશ મધે ન તે ઠેકાણે દ-રિદ્રી થયા પછી જે રહે છે તેને અધમ પુરૂષ જાણવો.

૧૮૮ જે કોઇ પ્રીતિ દેખાડે કે જે પ્રીતિ દેખાડવાનું કાંઇ કારણ નથી તેનો વિશ્વાસ કરીએ નહીં તેમાં નફો છે.

૧૮૯ નિચ કુળનો છે તે કુળવાનનો દ્વેશ કરે છે; કૃપણ દાતાનો, કપટી ભોળા માણસનો, દરિદ્રી ધનવાનનો, ક-

રૂપ સરૂપનો, પાપી ધર્મિનો અને મૂર્ખ વિદ્વાનનો દ્વેશ કરે છે.

૧૯૦ જે બુદ્ધિ એકાદુ ભુંડુ કામ થઇ ગયા પછી થાય છે તેવી બુદ્ધિ જો પહેલેથીજ કાર્ય આરંભમાં થાય તો તે-થી સારૂં ફળ નિપજે છે.

૧૯૧ જેને કોઇ સાહાય નથી પણ જાતે એ બુદ્ધિવાળો ને ડાહ્યો છે તો તે ઘણું કઠણ કામ હોય તોપણુ તેન સાધે છે.

૧૯૨ જે થવાનું તે નથી થતું ને ન થવાનું તે સહેજ થા-ય છે એ પરમેશ્વરની ઇચ્છા કહીએ પ્રાલબ્ધના આ-ગળ કોઇનો ઉપાય નથી.

૧૯૩ જે રાજા પોતાના શેવકનું માન વધારેછે તેટલાથીજ તે રાજાના કામમાં પ્રાણ આપવાને તૈયાર થાય છે, પણ આગળ પાછળ જોતા નથી.

૧૯૪ જે રાજા પોતાના શેવકો તથા પ્રજાને દુઃખમાં જોઇ-ને મોજ કરે છે, તે રાજા આ લોકમાં તેમ પરલોક-માં પણ દુઃખી થાય છે.

૧૯૫ મિત્રથી કામ બની આવે છે માટે ડાહ્યા પુરૂષોએ મિ-ત્ર કરી રાખવા.

૧૯૬ બેઉની સંપત સરખી, બેઉનું કુળ સમાન, બેઉના સ્વ-ભાવ મળતો આવે તે બેઉની દોસ્તિ થાય છે.

૧૯૭ વૈરી બે પ્રકારના હોય છે. એક જનમ વૈરી ને બીજો થએલો વૈરી. કોઇ સમે થએલું વૈર મટે પણ જન્મનો વૈરી છે તે પ્રાણ લીધા વિના છોડતો નથી. જેમ કે:—ખડ ખાનારાને માંસ ખાનારા પશુને વૈર, જળને અગ્નિનું, દેવને દૈત્યનું, બીલાડીને ઉંદરનું, શોકણને શોકણીનું, દરિદ્રીને ધનવાનનું, પારધીને પંખીનું, મુરખને પંડિતનું, પતિવ્રતાને વ્યભિચારણીનું, ભુંડા માણસને સાધુનું, કંજુસને દાતારનું, સુપાત્રને કુપાત્રનું, પૂરાને અધુરાનું અને શૂરાને કાયરનું એ પ્રમાણે વૈર સદાકાળ ચાલતું આવેલું છે.

૧૯૮ શત્રુ છે તે કામ જેટલી મિત્રાઇ રાખે છે પણ કામ થઇ રહ્યું એટલે ઘાત કરવાને ચુકતો નથી; કેમકે ઘાતકી માણસ ગુણી અવગુણી જોતો નથી.

૧૯૯ શત્રુના સોગનનો વિશ્વાસ કરીએ નહીં. શત્રુ છે તે પહેલાં નાના વેષે કરીને પ્રવેશ કરે છે પણ પાછળથી હળવે હળવે જોગવાઇ જોતો મ્હોટો થઇ સઘળાંનો નાશ કરે છે. જેમ પાણીનું પુર.

૨૦૦ મિત્ર છો પ્રકારથી સંયુક્ત હોય છે. આપવું અને લેવું, સુખ દુઃખની વાતો કરવી અને સાંભળવી, ખાવું અને ખવડાવવું.

૨૦૧ આ જગતમાં એકબીજા ઉપર ઉપકાર કર્યા વગર

મિત થતી નથી. દેવને પણ આપણે કાંઇ અર્પણ કરીએ તો મનકામના પૂર્ણ કરે છે. જેમકેઃ—ભેંસને ખાણ મુકવાથી દુધ આપે છે.

૨૦૨ જે ઘેર ગયા તે ઘરનો ધણી આણીગમ પેલીગમ જોવા લાગે છે અથવા આપણું વચન પ્રિતથી સાંભળતો નથી; જે ઘેર આપણું સન્માન થતું નથી અથવા જ્યાં આપણી સાથે કોઇ સુખ દુઃખની વાતો કરતું નથી તેને ઘેર કદી જવું નહીં ને જે જાય તેને શીંગડા વગરનો પશુ જાણવો.

૨૦૩ માણસ જે હોંશિયારી અથવા લોકોને પીડા કરે છે, તે સર્વે પૈસા અને સત્તા ઉપર. પૈસા અને સત્તાને લીધે લોક બળવાન કહેવાય છે, પૈસા અને સત્તાએ કરી સમજવાવાળા અને તેથીજ કરીને મોટા પણ કહેવાય છે તેમ તેને ઘેર હજારોજણ જોડા ફાડે છે પણ પૈસા અને હકુમત ગયાં એટલે તે પુરૂષમાં એકે માલ રહેતો નથી, તેમ તેના ઘર સામું પણ કોઇ જોતું નથી.

૨૦૪ ગયો વખત ફરી આવતો નથી માટે તેનો શોક કરવો નહીં.

૨૦૫ જે આપણા પ્રાણપર, પૈસાપર, સ્ત્રીપર નજર રાખતો નથી તો તેને ઉત્તમ મિત્ર જાણવો, અને પડતી-

ના વખતમાં જે છોડતો નથી તેને ખરો મિત્ર કહિયે.

૨૦૬ વાદળની છાયા, દુર્જનની મૈત્રી, રાંધેલું અંન, સ્ત્રી, જોબન ને ધન એ ઝાઝીવાર સુખ આપતાં નથી.

૨૦૭ પોતાના દીલ સરખો વસ્તુ ઉપર પેહેરીએ તો પણ જે બીજાને હાથ જાય છે એવા ધનનો શોક શું કરવાને કરીએ.

૨૦૮ સઘળી પૃથ્વિ ફરો અથવા સમુદ્ર પેલી તરફ જાવ તો પણ પ્રાલબ્ધે હોય તેટલુંજ મળે છે.

૨૦૯ જેમ વાછરડું હજાર ગાયમાંથી પોતાની માને ઓળખે છે તેમ આપણું કર્મ જ્યાં ગયા ત્યાં આપણને સોધે છે. આપણી પાસે આવે છે, જેમ છાયા પુરૂષને લાગી રહે છે તેમ આપણું કર્મ અને આપણુ એક બીજાને છોડતા નથી.

૨૧૦ ઉદ્યોગીને લક્ષ્મી મળે છે પણ ઉદ્યોગ છોડીને જે અદ્રષ્ટ ઉપર આધાર રાખી બેસી રહે છે તે મુરખ જાણવો જો ઉદ્યોગ કરતાં સિદ્ધ ન થાય તો આપણો વાંક નહીં.

૨૧૧ જે માણસ હાથમાંનું મુકી આગળ મળનારની પછવાડે લાગે છે તેનાં બેઉ બગડે છે.

૨૧૨ સંતોશ છે એજ પુરૂષનું મોટુ ધન છે.

૨૧૩ સંપતમાં શુખી ને વિપદમાં જે દુઃખી નથી થતો ને જે

રણમાં ધૈર્યતા રાખેછે તેની માતાને ધન્ય છે.

૨૧૪ જે સંકટ પ્રાપ્ત થયું તેને દુર કરવાનો ઉપાય ન કરતાં જે શોક કરતો બેસે છે તેનું દુઃખ ઉલટું વધે છે.

૨૧૫ કામ થાય અથવા ન થાય પણ ડાહ્યા પુરૂશે પહેલાં ઉમેદ આપવી.

૨૧૬ જેને જે કામ ન ઘટે ને તે કરવા જાય તો નાશ પામે છે.

૨૧૭ જે મોટા છે તે પોતાના સારાનો ઉપકાર કરેછે અને પોતાના વૈરીઓને આપદામાં નાંખે છે.

૨૧૮ જે પુરૂશ રાજાની ચાકરી કરી જાણે તે પ્રધાન થાય પણ ચાકરી બરોબર કરી નજાણી તો પ્રધાનપણું ખુવે છે.

૨૧૯ જે પુરૂશ આખો દિવસ રાજાની સેવા કરે તે રાજાને વહાલો લાગેછે. રાજા કાંઈ કુળ જાત જોતા નથી પણ રૂડો ભુંડો ચાકરીવંત માણસ જુવેછે.

૨૨૦ રાજા, સ્ત્રી અને જાનવર એ ત્રણની પાસે રહેનારને તે વશ થાય છે.

૨૨૧ રાજાની બુદ્ધિ ચળ હોય છે માટે ઉંચ નિચ આવી મળે એટલે તે બુધ્ધિને ફેરવી નાંખે છે માટે જેવી સંગત તેવી બુધ્ધી થાય છે,

૨૨૨ નદી, નખી જનાવર, હથીયારી, સ્ત્રી, ભુડું માણસ અને રાજા, એટલાનો વિશ્વાસ કરવો નહીં.

૨૨૩ જે શેવક રાજાના વચન ઉપર જીવ આપે ને કરવુ ન કરવું જાણે તે પુરૂશ રાજાને ગમે છે.

૨૨૪ રાજાના જનાનખાનામાં લોકો સાથે તથા રાજાની સ્ત્રીઓ સાથે જે એકાંત વારતા કરતો નથી તે રાજાનો માનીતો થાયછે.

૨૨૫ રાજાના વેરીઓ સાથે વેર રાખે અને મિત્રની સાથે જે મૈત્રી રાખે તથા જે ચાકર રણને પોતાના ઘર જેવું અને ઘરને રણ જેવું ગણે તે ચાકર રાજાનો માનીતો થાય છે.

૨૨૬ પારકી સ્ત્રીને પોતાની મા સમાન દેખે તેને રાજા વશ થાય છે.

૨૨૭ લઢાઈમાં જે રાજાની આગળ, નગરમાં જે રાજાની પાસે અને રાજાને ઘેર જે દેવડી ઉપર રહે છે તેનું કહ્યું રાજા કરેછે.

૨૨૮ દાંત કાન ખોતરવા વેળાએ મોટા લોકોને તરખલાં સાથે પણ કામ પડે છે તો હાથ પગવાળા માણસનું કામ પડે એમાં શી નવાઈ ! !

૨૨૯ એક ઘરેણું, બીજો સેવક જ્યાંહાં ઘટે ત્યાંહાં જોડીએ. માથાનું પગે પેરાય પણ પગનું માથાએ પેહેરાયનહીં.

૨૩૦ ગુણીયલ માણસ છે તેને રાજા હિણાં કામ ઉપર મુકે છે તેમાં તે ગુણિયલનો વાંક નહીં પણ રાજા મુરખ છે એમ જણાય. જેમકેઃ—સોનાનો મણકો પગે બાંધે તેમાં મણકાનો વાંક નહી પણ પગે બાંધનારનો વાંક કહેવાય છે.

૨૩૧ જ્યાંહાં જમણો અને ડાબો હાથ સરખો હોય ત્યાંહાં ભલા માણસને રહેવું ન ઘટે.

૨૩૨ જ્યાં મણી રત્નની ઓળખાણ તથા પારખું નથી ત્યાં ઝવેરી શું કરે! અને રત્નનું શું મુલ થાય! સેવક ચતુર તે રાજાથી જણાય અને રાજા ચતુર તે સેવકથી જણાય જેવો રાજા તેવી પ્રજા જાણવી.

૨૩૩ નીચેની વસ્તુ જેવા પુરૂશના હાથમાં ચડે તેવું તેનું મુલ થાય એક ઘોડો જેવો અસ્વાર હોય તેવો ચાલે; હથીયાર સુરાના હાથમાં હોય તો સંગ્રામમાં જીત કરે અને સ્ત્રી ધર્મીષ્ટ માણસને ઘેર હોય તો ગુણવાન થાય.

૨૩૪ રાજાએ નિચ ઉંચ કુળનો વિચાર ન કરવો પણ માણસની ચતુરાઇ જોવી જેમકેઃ—કસ્તુરી મૃગની ડુંટીમાંથી નિકળે છે; દાંત હાથીના મુખમાંથી નિકળે છે; ગોરૂચંદન ગાયના મસ્તકમાંથી નિકળે છે; અમર મૃગલાના મુખમાંથી નિકળે છે; મોતી સોપમાંથી નિકળે

છે; અગ્નિ કાષ્ટમાંથી; મણીરત્ન સર્પના મસ્તકમાંથી નિપજે છે માટે ઉંચ નિચનું શું પ્રમાણ રહ્યું !! નિચ વસ્તુનો ઉત્તમ ઠેકાણે ખપ પડે તે સર્વે ગુણના પ્રતાપ વડેજ પડેછે, માટે રાજાએ ઉંચ નિચ ન જોવો પણ પોતાનું ભલું કરે તેને માન દઈને રાખવો.

૨૩૫ જે રાજા સારો નરસો, પારકો પોતાનો ન જાણે તે પોતાના રાજ્યને જાળવી શકે નહીં,

૨૩૬ નાનું સરખું કામ હોય તોપણ રાજાએ સભામાં બોલવું નહીં કારણ કે ગુપ્ત કામની તરત છ કાને વાત જાય ને તેથી અવગુણ થાય.

૨૩૭ ધીર પુરૂષ છે તે બ્રહ્માએ બીવડાવ્યો તોપણ બીહે નહીં જેમ ઉન્હાળો મોટાં મોટાં તળાવોને સુકવે છે પણ સમુદ્ર તેથી બીહીતો નથી.

૨૩૮ સંપતમાં જે હરખ ન માને ને વિપદમાં જેને ખેદ ન થાય, ને રણમાં જે ધૈર્યતા રાખે તે પુરૂશ સર્વને માથે બેસે છે.

૨૩૯ રાજાને જે વખતે સંકટ પડે તે વખતે પ્રધાનને વશ રહે છે માટે પ્રધાન રાજાને સંકટ ઇચ્છે છે.

૨૪૦ જે બુધ્ધિવાન પ્રધાન હોય તેને કોઇ વાત કઠણ નથી. જે કામ હથીઆરથી તથા હાથીથી તથા ઘોડાથી તથા પ્યાદાથી ન થાય તે કામ બુધ્ધિથી બને છે.

૨૪૧ પૃથ્વીના, સમુદ્રના અને પર્વતના અંત લાગે પણ રાજાના મનનો કોઇવેળા પાર લાગે નહીં, માટે રાજાનો વિશ્વાસ કરવો નહીં.

૨૪૨ જે વખતે શત્રુની સાથે મૈત્રી કરવી હોય ત્યારે પ્રધાનની બુદ્ધિ જણાઇ આવે તેમજ રોગીને સનેપાત થયો હોય તે વખતે વૈદ્યની બુદ્ધિ જણાય છે.

૨૪૩ જે પ્રધાન કેવળ રાજાનુંજ હિત કર્યા કરે તેને રૈયત ભુંડો કહે છે ને લોકોનું હિત ચ્હાએ તેને રાજા ચ્હાય નહીં માટે રાજા તથા પ્રજા બેઉને રાજી રાખે એવો ડાહ્યો પ્રધાન ખોળવો.

૨૪૪ જેવી ત્રાજવાંની ડાંડી થોડું આપ્યાથી નિચે બેસે છે તેમ નિચ માણસને થોડું આપ્યાથી પણ ફુટી જાયછે.

૨૪૫ ઉત્તમ કુળનો અને ભલો એવો રાજા પણ તેની પાસેથી કાંઇ પ્રાપ્ત ન થાય તો સેવકો તેને છોડી જતા રહે છે.

૨૪૬ રાજા દુષ્ટ પ્રધાનથી બગડે છે, જોગી સંગતથી બગડે છે, છોકરાં લાડથી, બ્રાહ્મણ વગર ભણ્યાથી, કુળ જુઠા છોકરાથી, ભલમનસાઇ દુષ્ટ સંગતથી, મૈત્રી ગર્વથી, સંપત અનીતિથી અને સ્નેહ પરદેશ રેહેવાથી, શ્રમ દારૂ પીવાથી, ખેતી વગર જોવાથી અને ધન પેંદાશથી, વધતો ખર્ચ રાખ્યાથી તથા વગર ચોકસાઇ-

થી બગડે છે.

૨૪૭ ધનુષ્ય માહેથી બાણુ છુટે તે એકનોજ જીવ લે છે પણ બુદ્ધિનો ધણી છે તેની પાસેથી બુદ્ધિનાં બાંણુ છુટયાં હોય તો રાજા પ્રજા સહિત સઘળા રાજ્યનો નાશ કરે છે.

૨૪૮ જેને બુદ્ધિછે તેને બળ છે પણ બુદ્ધિ બળ જેને નથી તેનું બળ કાંઇજ કામનું નહીં.

૨૪૯ પ્રજાનું પાલણુ કરીને રાજાએ ભંડાર વધારવો. જેમ માળી ઝાડને સંભાળીને તેનાં પુષ્પ અને ફળ લે છે, અથવા ગાયનું પાલણુ કરીને જેમ દુધ લઇએ તેમ રાજાએ પણ કરવું.

૨૫૦ પ્રજાનું પાલણુ કર્યાથી રાજાની કીર્તિ વધે અને પીડયા કર્યાથી અધર્મ થાય ને તેથી તે રાજા ભ્રષ્ટ થાય છે.

૨૫૧ શત્રુ, રોગ અને દેવું એ વધવા દેવું નહીં. તે થતામાં તેનો નાશ નથી કરતો તો તે બળવંત હોય પણ તેના હાથથી માર્યો જાય છે.

૨૫૨ શત્રુની શકિતનો વિચાર કર્યા વગર જે ઉતાવળો તેના ઉપર જાયછે તે પતંગ જેમ અગ્નિ ઉપર નાશ પામે છે તેમ નાશ પામે છે.

૨૫૩ જે સદા પ્રયત્ન છોડતો નથી તેનું કાર્ય સિદ્ધ થાયછે.

૨૫૪ મીઠું વચન બોલનારા ઘણા મળે છે પણ કડવું અ-

ને હિતકારી વચન બોલનારા તથા સાંભળનારા ઘણા થોડા હોય છે.

૨૫૫ આપણે જેનું સારૂં ઇચ્છીએ તેના સારાની વાત વગર પુછયાથી પણ કહીએ, પછી તે વાત તેને મીઠી લાગો કે કડવી લાગો, સારી લાગો કે માઠી લાગો.

૨૫૬ જે રાજા એકજ પ્રધાન ઉપર સઘળા રાજ્યનો કારભાર સોપે છે તે પ્રધાનને પછી ગર્વ થાય છે ને તે ગર્વથી તેને રાજાનું વચન સહેતું નથી માટે તેની સત્તા હેઠળ રહેવા તે ચ્હાતો નથી ને પછી તે રાજાનો નાશ કરીને રાજ્ય ઇચ્છે છે.

૨૫૭ જે આપણું સારૂ કરે તેહની સાથે સારા ચાલ્યા તેમાં વધતું શું કરયું? પણ જે ભુડુ કરનારને સારૂ કરે છે તેનેજ મોટો કહે છે. જેમકે પાણી તપેલું હોય તોપણ થોડીવારે થંડુ થાય છે.

૨૫૮ જેના આચાર, વિદ્યા, કુલ, પરાક્રમ જાણ્યાં નથી ત્યાંહાં સુધી તેનો ઉપર વિશ્વાસ રાખવો નહી.

૨૫૯ શેવક જો કદાચ મરજાદાથી વધતું બોલે નહીતો તેને મુગો કહે છે. વધતું બોલતો વાચાળ, જો સહેતો બીકણ, નહી સહેતો ભુંડો, પાસે આવ્યોતો અમર્યાદ, દુર રહ્યો તો ઘેલો કહેછે માટે સેવા સરીખું બીજુ કાંઇકઠણ નથી.

૨૬૦ રાજા કાંઇ જાતે જોવા જતો નથી પણ ચાકરોની આંખથી જુવેછે ને ચાકર માણસ અદેખાઇથી રાજાને સાચી વાત કહેતા નથી માટે રાજા પાસે દુરજનોની અછત રહેતી નથી.

૨૬૧ શત્રુ હોય પણ તે આપણા ઉપર વિશ્વાસ રાખીને આપણે ઘેર આવ્યો તેને મારવો નહીં.

૨૬૨ રાજા સારો હોય પણ જો તેની પાસેના રહેનાર માણસો દુર્જન હોય તો ત્યાં રહેવું નહીં કારણ કે સજ્જન ઉપર રાજાની અત્યંત પ્રીતિ હોય તોપણ દુર્જન કોઇ દિવસ ઘાત કરાવે છે.

૨૬૩ રાજા રાશી છે પણ તેની પાસેના માણસ સજ્જન તો છે ત્યાંહાં રેહેવાથી નિર્ભયતા રહેછે, પણ ચુગલી કરનારા, હલકા પેટના હોય તેની પાસે તો નજ રહેવું એ સારૂં છે. કારણ કે ચુગલી કરનાર છે તે સાપથી પણ ભુંડો છે; સાપતો અડકનાર અથવા મારનારનેજ ડસે છે પણ ચુગલી કરનાર તો કાંઇ જોતોજ નથી; તેનો સ્વભાવજ એકે બીજાનું ભુડુંજ કરવું.

૨૬૪ નાના સાથે પણ બને ત્યાંહાં સુધી મોટાએ વૈર ન કરવું, કારણ કે નાનો પણ કોઇ વખતે મોટાનો નાશ કરેછે. જેમકેઃ—હાથી કેટલો ને અંકુશ કેટલો ?

વિજળી કેટલીને પર્વત કેટલો ? દીવાની જોત કેટલી ને અંધારૂં કેટલું ? માટે રાજાએ ઘણા નબળા માણુસો સાથે વિરોધ ન કરવો, કેમકે તેમનો એક જથો થાય તો સમર્થ રાજાનો પણ નાશ કરી શકે છે. ઘણાં તરખલાંના દોરડાથી પણ હાથી સરખું મોટું જાનવર બધાય છે.

૨૬૫ જે ઠગ, ચોર, અધર્મી, સાહસ કરનારા, કપટી અને જુઠા એવા લોકોને શિક્ષા કરવી અને પોતાની પ્રજાને રાખવી એ રાજાનું કામ છે.

૨૬૬ જે રાજા રાજનીતિ પ્રમાણે પ્રજાનું પ્રતિપાલન કરે તે પ્રજાના પુન્યમાંથી છઠા ભાગને પામેછે પણ જે પ્રતિપાલન કરતો નથી તે પાપનો ભાગીઓ થાયછે.

૨૬૭ પ્રજાને પીડા થઇ તે સંતાપથી કોઇ એવો અગ્નિ ઉઠે છે કે તે રાજાની સંપત તથા તેના કુલ તથા તેઓના પ્રાણ તેઓને ભસ્મ કર્યા વિના થંડો થતો નથી. જે પોતાના ધર્મથી ચાલેછે તેને પોતાને ભાઇ ન હોય તો ભાઈ રાજા, આંખ ન હોય તો આંખ રાજા, બાપ ન હોય તો બાપ અને મોં ન હોય તો મોં રાજા કહેવાય છે.

૨૬૮ જે પ્રજા અધર્મી લોકો પાસેથી પીડા પામીને રાજા ઉપર બાપ સરખો વિશ્વાસ રાખીને રહેશે છતાં તેમ-

નું દુઃખ સાંભળતો નથી તે રાજાનું કલ્યાણ કદાપી કાળે થાય નહીં.

૨૬૯ જે શેવકનો આપણા ઉપર લોભ છે, જે ચાકર પરા-ક્રમી છે, સતધર્મીષ્ટ અને ગુણવાન છે તેનું અપ-માન કદાપી કાળે કરવું નહીં કારણકે સેવકનું સન-માન કીધાથી તે પોતાનો પ્રાણ સુધાંત આપીને પ-ણ રાજા ઉપર ઉપકાર કરે છે.

૨૭૦ સેવકે જે કર્મ કીધાથી લોકોમાં સ્વામિનો ઓજ જ-તો રહે અથવા જે કીધાથી સ્વામિનું મન દુખવાય તે કર્મ જે અસલ સેવક છે તેણે પ્રાણ જતો હોય તોપણ કરવું નહીં.

૨૭૧ સેવકે અપરાધ કર્યો હોય તેનું નુકશાન ધણીને થાય છે તેમજ તેણે કુકર્મ કર્યું હોય તો તેની શરમ પણ તેના ધણીને લાગે છે.

૨૭૨ નિચ પુરૂષ છે તે બીજાનું કાર્ય બગાડવા સમર્થ છે પણ સમારવા સમર્થ નથી જેમ ઉંદર ઢાંકણું પાડે છે પણ ઉપાડીને ફરીથી તે ઢાંકી શકતો નથી.

૨૭૩ શત્રુ અથવા રોગ જેટલે સુધી વધ્યા નથી તેટલે સુધે તેનો નાશ નથી કરતો તે પુરૂષ મોટો સમર્થ હોય તોપણ તે શત્રુના હાથથી પોતે નાશ પામેછે.

૨૭૪ જે જેમ આપણી સાથે ચાલે તેમ આપણે તેની સા

પે ચાલીએ. ભલાની સાથે ભલાઇથી, કપટીની સાથે કપટથી ને ઠગની સાથે ઠગાઇથી વર્તવું.

૨૭૫ દુર્જનને જો કદાચ પોતાના કામદારીના કામમાં આશરો આપીએ તો તે આશરો આપનારના ઠેકાણા ઉપર બેસવાની મનમાં ઇચ્છા રાખેછે માટે ડાહ્યા પુરૂષે નિચને પાસે રાખવા નહિં. કહેવત છે કે છીનાળવાને ઘરમાં રાખીએ તો તે ઘરનો ધણી થઇ બેસેછે.

૨૭૬ જે માણસ સત્ય ધર્મથી ચાલતાં પ્રાલબ્ધે કરીને કદાપી આપદામાં પડે તોપણ તેણે નીતિ છોડવી નહીં. કેમકે આગથી બળેછે તેને પાણીજ થંડુ કરશે પણ આગ ઠંડુ કરશે નહિં.

૨૭૭ મોટા સાથે લાગ્યા તે નિચ પણ સોભા પામે છે જેમ ભમરો હાથોના ગંડસ્થળ ઉપર સોભા પામે છે.

૨૭૮ મોટા સાથે લઢતાં હારે તે શોભા પામે છે જેમ હાથોના પર્વત ઉખેડતાં દાંત પડે તે હાથી શોભેછે.

૨૭૯ સામ, [એટલે જેમાં બેઉ તરફ સમાધાન રહે તે ઉપાયે] દામ, (એટલે કાંઇ લાલચ દેખાડીને શત્રુનું મન મનાવી તે ઉપાયે) ભેદ, [શત્રુના માણસને લાલચ દેખાડીને લાવણ કરીને તે ઉપાયે કરીને] અને દંડ (એટલે લડાઇ કરીને શત્રુનો નાશ કરીએ તે ઉપાયે) એવા ચાર ઉપાય કહેલા છે તેથી કરીને શત્રુને

વશ કરવો.

૨૮૦ પાંચ પ્રકાર જાણેછે તેને પ્રધાન કહેવા. પુરૂશ, (એટલે પોતાના માણસનું બળ કેટલું છે તે જાણવું જોઇએ.) દ્રવ્ય સંપન્ન, [એટલે પૈસાનું બળ જાણવુ જોઇએ.] દેશ કાળ વિભાગ, (એટલે પોતાનું ઠેકાણું કેવું છે, સમો કેવો છે તે જાણીને ચાલવું) વિનાપાત પ્રતિકાર, [એટલે જે ઓચિંતુ આવી પડયું તેનો ઉપાય જલદી સુઝવો] અને પાંચમું કારજ સિદ્ધિ, એટલે [પોતાનું કામ કઇ રીતે થશે તે જાણવું.] એ પાંચ પ્રકારનો વિચાર જે બરોબર રીતે જાણે છે તેને પ્રધાન કહેવો.

૨૮૧ પોતાના પ્રાક્રમની વા બીજાને ઉપમા અપાય નહીં એવા પોતાના બળની પ્રશંસા કરવી એ સર્વથા ચાતુર્ય પુરૂષોનું કાર્ય નથી.

૨૮૨ કર્મ વિના કેવળ પુરૂષાર્થથી બળનો ઉદય થતો નથી.

૨૮૩ જે મનુસ્યોને ફળનો ઉદય થતો ન હોય, તેને વાસ્તે પણ યત્ન કર્યો હોય તો ફળે છે.

૨૮૪ જગતમાં મનુષ્યોનો બુદ્ધિ સદાકાળ કંઇ સરખી રહેતી નથી, તે કારણથી પહેલાં કરેલા વિચાર બીજી વખતમાં બદલાઇ જતાં વાર લાગતી નથી.

૮૫ દુઃખ છે તે સુખને આપનાર છે, ને અલ્પ વૈશ્વર્યતા

છે એ દુઃખ આપનાર છે.

૨૮૬ પુરૂષો પોતાની શક્તિ પ્રમાણે ધર્મના કામનો ઉદ્યોગ કરે, ને કદિ તે સિદ્ધ ન થાય તોપણ તેને તે ધર્મની પ્રાપ્તિ થાય છે.

૨૮૭ જે મિત્ર પુરૂષ પોતાના મિત્રને દુઃખથી કળેશ પામતી વેળાએ આવીને પોતાની શકિત પ્રમાણે ઉપાય કરી છોડાવે નહીં તેને બુધ્ધિમાન પુરૂષ નૃશંસ કહે છે.

૨૮૮ સંબંધિયોમાં માંહોમાંહી વૈર થયું હોય તે વેળા જે મિત્ર પોતાના મિત્રોનો સર્વ ઉપાયથી ઉપકાર નહી કરી મધ્યસ્થ થઇને બેશી રહે તેને બુધ્ધિમાન પુરૂષ મિત્ર કહેતા નથી.

૨૮૯ જે સભામાં અધર્મે કરી, ધર્મ વિંધાયછે, તે સભામાં બેસનારાઓ સભાપતિના દુઃખ રૂપ શલ્યને નિવૃત્ત નહી કરતાં, જેમ કિનારા ઉપરનાં વૃક્ષો નદિના પ્રવાહથી વિંધાયછે, તેમ વિંધાય છે.

૨૯૦ ઘણું કરી રાજાઓતો પોતાના આયુષ્યનો ક્ષય આવેછે ત્યારે રાજ્ય સમૃધ્ધિને ભોગવી લઇને, તરૂણ અવસ્થામાંજ સુકૃત તથા દુષ્કૃતને ભોગવવા તૈયાર થાય છે.

૨૯૧ હું બળવાન છું એમ ન માનવું, કેમકે જગતમાં બળવાનથી પણ બળવાન ઘણા દેખાઇ આવેછે.

૨૯૨ જે મનુષ્ય સ્નેહીનું દ્રવ્ય ખાઇ હું તેને ઇચ્છિત આપા-
શ એમ કહી વિશ્વાસ ઉપજાવી તેમ કરી ઉપકાર
કરી શકે નહીં, તેને જીવવા કરતાં મરવું એ ઘ-
ણું સારૂં છે.

૨૯૩ જે મનુષ્ય પોતાના સ્નેહીની શિખામણ સાંભળીને તે
પ્રમાણે વર્તે નહીં, તેને કરેલાં પાપના ફળનો ઉદય,
જેમ ઘણા કાળનું સડિ ગએલું ફળ ખાધાથી મનુષ્ય-
ને દુઃખ આવે તેમ દુઃખઆવે છે. ને દિર્ઘ સુત્રિ
પુરૂષાર્થથી રહિત થઇને પશ્ચાપ પામે છે.

૨૯૪ જે માણસ પોતાના માનને છોડી દઇ તથા સ્નેહિના
કલ્યાણરૂપ વચન સાંભળીને તે પ્રમાણે વર્તે છે તે
આ લોકમાં સૂખ પામેછે.

૨૯૫ જે સત્પુરૂષના મતને મુકી દઇને અસત્પુરૂષના મતને
અનુસરે છે, તેના સબંધી થોડા વખતમાં તેના દુઃખે
શોક યુકત થાયછે.

૨૯૬ જે રાજા પોતાના મુખ્ય પ્રધાનોનો ત્યાગ કરીને જાતી
હિન મનુષ્યોનો આશ્રય કરેછે, તે મ્હોટી આપત્તિને
પામી તેના અંતને પામતો નથી.

૨૯૭ ખરાબ મનુષ્યોનો સંગ કરનાર, ખોટા આચરણવાળો
તથા સ્નેહી એવા સત્પુરૂષોના વચનને નહીં માનનાર
જે પુરૂશ પોતાનાનો દ્રશ કરી બીજાઓ સાથે સ્નેહ

કરે છે તેના મથ્વી ત્યાગ કરે છે.

૨૯૮ ધીર પુરૂષ ધર્મને સેવે છે, મધ્યમ પુરૂષ કળેશના હેતુ એવા અનર્થને સેવે છે, પણ અજ્ઞાની પુરૂષ તો કામનેજ સેવે છે.

૨૯૯ હે રાજા ! જે મનુષ્ય પોતાની સાથે સારી રીતે વર્તનાર હોય, તેની જોડે અવળાઇથી વરતે છે, તે કુવાડાએ કરી વૃક્ષની પેઠે પોતાના દેહુનેજ કાપે છે.

૩૦૦ ક્રોધને વશ્ય થએલા પુરૂષને ધર્મ તથા અધર્મ કાંઇ જાણવામાં આવતું નથી; ને જેણે કરીને તે પ્રમાણુ રૂપ શ્રેષ્ટ માર્ગથી ભ્રષ્ટ થાયછે.

૩૦૧ જો આખા કુળનો બચાવ થતો હોય, તો એક પુરૂષનો ત્યાગ કરવો, ગામડાનો બચાવ થતો હોય તો કુળનો ત્યાગ કરવો, આખા દેશનો બચાવ થતો હોય તો એક ગામડાનો ત્યાગ કરવો અને પોતાના આત્માનો બચાવ થતો હોય તો સર્વ પ્રથ્વીનો ત્યાગ કરવો.

૩૦૨ રાજ્યની ઇચ્છાવાળા પુરૂષે પ્રથમ ઇન્દ્રીયો જીતવી, કેમકે તેનાથી ધર્મ તથા અર્થ સંપાદન થાય છે. જેમ કાષ્ટથી અગ્નિ વૃધ્ધિ પામેછે તેમ નહીં વસ્ય કરેલી ઇન્દ્રિયો, જેમ નહી વસ્ય કરેલા ઘોડાઓ ચતુર સારથીને રસ્તાને વિશે ભ્રષ્ટ કરેછે, તેમ પુરૂષને ધર્મ તથા અર્થથી ભ્રષ્ટ કરે છે.

૩૦૩ મનુશ્યના શરીરમાં રહેલા કામ તથા ક્રોધ, જેમ નાના છીદ્રવાળી જાળમાં નહીં આવેલા બે મત્સ્ય તેને ભેદ કરેછે, તેમ તેની બુદ્ધિ પણ ભેદ કરે છે.

૩૦૪ જે રાજા કામ, ક્રોધ, લોભ, દંભ તથા ગર્વને સારી રીતે જીતી જાણે તે પૃથ્વીનું રાજ્ય કરી શકે છે.

૩૦૫ રાજાના દોષ પ્રજાને પ્રાપ્ત થાય છે ને પ્રજાના દોષ રાજાને પ્રાપ્ત થાય છે.

૩૦૬ પંડીત પુરૂષ પોતાને ઈચ્છિત પ્રાપ્ત થાય અથવા ન થાય તોપણ કદી શોચ કરે નહીં; પણ ધનાદિની તૃષ્ણા મુકી દઈને બળે કરીને સાધ્ય એવાં કાર્ય કર્યાંજ કરે છે.

૩૦૭ પરાક્રમિયે બુડતાં તથા પડતાં પણ નિરમુળ એવા શત્રુની જાંઘ પકડી તેનો સાથે બુડવુ તથા પડવું, પણ તેનો પરાભવ કરવામાં નિરૂદ્યમ રહેવું નહીં.

૩૦૮ જે મનુષ્યોનો યશ, દાન, તપ, સત્ય વિદ્યા તથા અર્થ લાભે કરી વૃદ્ધિ પામ્યા નથી, તેણે માતાથી તેની વિસ્ટારૂપે જન્મ લીધો એમ જાણવું.

૩૦૯ જે મનુષ્યના અદ્‌ભુત પરાક્રમનું વખાણ મનુષ્યો નથી કરતાં તેનો અવતાર ફોકટ જાયછે; ને તે મનુષ્યોની ગણુનામાં માત્ર આવેછે, પણ તેને પુરૂષ તથા સ્ત્રી સરખો પણ જાણવો નહીં.

૩૧૦ જગતમાં તિરસ્કાર થયેલા, આસન તથા વસ્ત્રથી વિર-
ક્ત થએલા થોડા લાભમાં મને મોટો લાભ થયો એ
મ માનર, દીન, અલ્પ જીવનવાન તથા અલ્પ બુધ્ધિ-
માન બંધુ પામીને તેના બાંધવો સુખ પામતા નથી.

૩૧૧ સત્પુરૂશ વિશે અમંગળ કરનાર, કુળના વંશને નાશ
કરનાર, ક્રોધે ઉત્સાહ તથા પરાક્રમ રહિત અને શ-
ત્રુને આનંદ આપનાર એવા પુત્રને કોઇ પણ સ્ત્રી
જણશો નહીં.

૩૧૨ શુરવિર, બળવાન તથા સિંહ સરખો પરાક્રમી પુરૂશ
મૃત્યુને પામે તોપણ તેની પુત્રાદિ પ્રજા દેશમાં રહી-
ને સંતોષ પામે છે.

૩૧૩ જેમ સર્વ પ્રાણી પાકેલા ફળવાન વૃક્ષને પામી પોતા-
ની વૃત્તિ ચલાવી જીવે છે, તેમ જે પુરૂશને પામી
સર્વ પ્રાણી પોતાના જીવનને પામેછે તેનુંજ જીવવું સફળ
છે. વળી જે પુરૂશના પરાક્રમથી બંધુઓ સુખ પામે
છે તેનુંજ જીવવું સફળ છે.

૩૧૪ જે મનુષ્ય પોતાના બાહુબળથી ઉદ્યોગ કરીને જીવે
છે, તે આ લોકમાં કીર્તી અને પરલોકમાં શ્રેષ્ટ ગ-
તિને પામે છે.

૩૧૫ જેનું કાર્ય સિદ્ધ થવાથી સબંધીઓ રાજી થતા હોય,
ને પોતે ન્યાયે કરીને વર્તતો હોય, તેના અર્થ અવ-

સ્ય સિદ્ધ થાયછે.

૩૧૬ આવનારો માતઃકાળનું ભોજન ઘરના વિશે પ્રથમ દિવસે જોવામાં આવે નહી, એ દરિદ્રતા જેવી બીજી પાપંષ્ટ અવસ્થા કોઇ પણ નથી.

૩૧૭ ચાકર, આચાર્ય, બ્રાહ્મણ, પુરોહિત ઇત્યાદિની વૃતિ જ્યારે આપણાથી ચાલશે નહીં ત્યારે તે સર્વે આપણો ત્યાગ કરશે.

૩૧૮ શુરવીર પુરૂશ એક શત્રુને મારીને પણ જગતમાં વિખ્યાતિ પામેછે; કેમકે એક ઇન્દ્ર વૃત્રાસુરને મારવાથો મહેંદ્ર કહેવાયો.

૩૧૯ સત્કુળમાં જન્મેલો તથા ક્ષત્રીય ધર્મને જાણનાર ક્ષત્રીય ભયથી અથવા પોતાની વૃત્તીને સાર કદી પણ કોઇને નમશે નહીં.

૩૨૦ જે અધમ પુરૂશ સારા કર્મનો ત્યાગ કરી નિંદીત કર્મ કરે છે, તે આ લોકમાં તથા પરલોકમાં સુખ પામતો નથી.

૩૨૧ પોતાની પુર્વની સમૃધીને લીધે પોતાના આત્માનું અપમાન કરવું નહીં, કેમકે અર્થ ન હોય ત્યાં થાય છે ને હોય છે ત્યાંથી નાશ પામે છે, માટે પંડિત પુરૂષોએ આદરથી ધર્માદિ અર્થ મેળવવાનો ઉદ્યોગ કરવો.

૩૨૨ ઉદ્યોગમાં વર્ત્તનારા બુદ્ધિમાન પુરશ થોડા વખતમાં મહત્વતને પામે તથા જેમ પુર્વ દીશા પ્રત્યે સુર્ય **ઊદયોગમાં વરતનાર** જાય તેમલક્ષ્મી તેની પાસે જાયછે.

૩૨૩ ચાકરોને પગાર વખતસર અથવા અગાઉ આપવો. જે સવારમાં ઉઠી નિત્ય પ્રિય વચન બોલતા રહેવું; કે જેથી તેઓ તારૂં પ્રિય કરશે યા તને સર્વમાં મુખ્ય કરશે.

૩૨૪ પારકી ઈર્ષા કરનાર, અધ્યાવાન, અસંતોષી, નિરંતર શંકાયુક્ત મનવાળો તથા પારકા ભાગ્યનો પાછળ જીવનાર એ ૭ નિરંતર દુઃખી જાણવા.

૩૨૫ સ્ત્રી, પુત, મૃગયા, મદિરાપાન, વાણીની કઠોરતા, એક દમ ઉગ્રદંડ આપવો તથા અર્થમાં દુશણ દેવું, એ દુખદાયક સાત દોશ હમેશ રાજાઓએ ત્યાગ કરવા. કારણ કે તેથી દ્રઢ જેનાં મૂળ એવા સમર્થ રાજાઓ પણ ઘણુંકરીને નાશ પામે છે.

૩૨૬ મદીરાપાન કરી મત્ત થએલો વિષયમાં આ શકતીથી અસાવધાન પરવાળો, ધાતુ દોષથી વિકળ થએલો, થાકેલો, ક્રોધાવિષ્ટ, ક્ષુધાતુર, ઉતાવળો, લોભી, ભય પામેલો તથા કામી એ દશ જણ ધર્મને જાણતા નથી માટે નિપુણ મનુષ્યે એમની સોમત કરવી નહીં.

૩૨૭ જે ઇર્ષા ન કરે, દયા રાખે, પોતે બળવાન છતાં કોઇ સાથે વિરોધ ન કરે, કોઇને અતિક્રમણ કરીને બોલે

નહીં તે પુરૂષ સર્વત્ર પ્રશંસાને પામેછે.

૩૨૮ મતલબ વાસ્તે જે કામો છે તેમાં મતલબ જોવી, એટલે "આ કામમાં આપણો શું મતલબ સિદ્ધ થાયછે" તે નિશ્ચય કર્યા પછી કામ કરવું; પણ વગર વિચારે વેગથી કામનો સમારંભ કરવો નહી ધારેલા કામ વિશે વિચાર કરવો કે, "આ કરવાથી મતલબ સિદ્ધ થશે કે નહીં" એમ વિચાર કરી ઠીક ભાસે તો તેનો ઉદ્યમ કરવો, ને ન ભાસે તો ન કરવો.

૩૨૯ ઉત્તમ ખાવાની ચીજથી ઢંકાઇ ગએલા લોઢાના કાંટાને લોભથી માછલો ગળેછે. પણ પાછળથી થતા બંધનને જોતો નથી, માટે એમ ન કરવું, પણ ગળી શકાય તે ગળવું, ને ગળેલું પાછું પાચન થાય અને પાચન થઇને પણ જે હિતરૂપ થાય તેજ સમૃદ્ધિને ઇચ્છતા પુરૂષે ખાવું.

૩૩૦ જે રાજા પ્રસન્ન થએથી કોઇનું હિત કરી શકતો નથી, તેમ ક્રોધાવિસ્ટ થએથી બુરૂ કરી શકતો નથી તે રાજાને જેમ નપુંશક પુરૂષને સ્ત્રીઓ ઇચ્છે નહીં, તેમ પ્રજા ઇચ્છતી નથી.

૩૩૧ વિચાર કરી વાપરેલી વાણી નાના પ્રકારના કલ્યાણને આપે છે, પણ ખરાબ રીતથી વાપરેલી વાણી તેજ પ્રાણીને અનર્થને પ્રાપ્ત કરેછે અર્થાત બાણ તથા ક્રૂર-

શીથી હણેલું વન પાછુ ઉગેછે પણ ખરાબ વાણીથી કોતરેલું પાછું ઉગતું નથી; કુહાડાનો ઘા રૂઝાય છે, પણ વાણીનો ઘા રૂઝાતો નથી. કર્ણી તથા નાલીક નામના બાણોને કેટલાક શરીરમાંથી બાહાર કાઢેછે, પણ હૃદયમાં વાગેલાં વાણીરૂપી બાણ ત્યાંજ રહે છે. મુખમાંથો નિકળેલાં વાણી રૂપી બાણ પારકાના મર્મ સ્થાનમાં લાગે છે, તેથી હણાયલો તે દિવસ રાત્રી શોચ્ય કરે છે, માટે ડાહયા પુરૂષોએ કયારેય પણ કોઇને વચન રૂપિ બાણથી વિંધવું નહીં.

૩૩૨ જે પુરૂષોને દેવતાઓ પરાભવ કરવાને ઇચ્છેછે, તે પુરૂષની બુદ્ધિ તેઓ ખેંચી લીએ, એટલે તે નીચ કર્મ કરવામાં નજર રાખે; જેથી તેની પાપ બુદ્ધિ થાય. અને તેનો વિનાશ નજીક આવે છે. એટલે અન્યાય તેને ન્યાય રૂપ ભાસે છે, ને તેના હૃદયમાંથી ખસતો નથી.

૩૩૩ હાથની રેખા જોનાર, પુર્વે ચોરી કરતો હોય ને પછી વેપાર કરનાર વાણિયો, પાસા નાંખી અથવા સુકન જોઇ પારકાને ફસાવનાર, વૈદ્ય, શત્રુ, ધુત્તો, તથા ખરાબ સ્વભાવ વાળો એ સાતને કયારેય પણ સાક્ષીમાં લેવા નહીં.

૩૩૪ અગ્નિથી સુવર્ણની પરીક્ષા થાય, આચરણથી આને વિ-

શી ધર્મ છે કે નહીં તે જણાય, ઉત્તમ વ્યહુવારથી સત્પુરૂષ જણાય, ભય આવેથી શુરવીર જણાય, ધન સંબાંધિ કષ્ટ આવે ત્યારે ધૈર્યતાની ખબર પડે, કષ્ટ વખતે મિત્રોની પરિક્ષા થાય તથા આપદ વિશે શત્રુઓ જણાઇ આવે છે.

૩૩૫ ઉત્તમ કર્મ કરવાથી લક્ષ્મી ઉત્પન્ન થાય છે, પ્રૌઢ પણાથી તે વૃધ્ધિ પામે છે, ડાપણથી તેનાં મુળ બંધાય છે તથા ઇન્દ્રિયો નિયમમાં રાખવાથી તે હમેશ રહે છે.

૩૩૬ બળવાન તથા મોટું વૃક્ષ હોય પણ જો તે એકલું હોય તો તેને ક્ષણ માત્રમાં વાયુ શાખાઓ સહિત મર્દન કરવા સમર્થ થાય છે, પણ જે વૃક્ષો સારી રીતે એકઠાં મળી રહેલાં હોય, તે પરસ્પર આશ્રયથી મોટા પવનને પણ સહન કરે છે.

૩૩૭ પરસ્પર બીજાના આશ્રયથી ! તળાવમાં જેમ કમળો વૃદ્ધિ પામે છે, તેમ જાતિલાઓ પણ પરસ્પર આશ્રયથીજ વૃદ્ધિ પામે છે.

૩૩૮ જે થોડા લાભથી છકી જાય, જે ઘણા કાળ શત્રુની સેવા કરી કલ્યાણને પામે, જે સ્ત્રિયોની ચાકરી કરી પેટ ભરે, ને કલ્યાણને પામે, જે યાચના કરવા લાયક નહીં તેની પાશેથી યાચના કરે, અથવા કાંઇ થોડું કામ

કરી પોતાનાં મોટાં વખાણુ કરે, જે પોતે કુલીન થઇ ન કરવાનું કામ કરે, જે પોતે નિર્બળ છતે બળવાન સાથે નિરંતર વૈર કરે, જે અશ્રધ્ધાવાન આગળ બોલ્યા કરે, ઇચ્છા કરવા લાયક નહીં એવી વસ્તુને જે ઇચ્છે, દિકરાની વહુ સાથે જે ઠઠા મસ્કરી કરે આપત્કાળને વિશે પોતાના જે વેવાઇઓએ પોતાની રક્ષા કરી હોય, તેઓ પાસેથી જે માનની અપેક્ષા રાખે, પારકા ક્ષેત્રમાં જે બીજ વાવે, જે હુમેશ સ્ત્રીને તિરસ્કાર કર્યા કરે, જે પોતાને કંઇ મળ્યા પછી મુને સાંભરતું નથી. એમ કેહે, જે વાણીથી કબુલેલું આપ્યા વગર પોતાનાં વખાણ કરે અને જે દુષ્ટને સાધુ કહે, એ સત્તર મુઠિથી આકાશને હણનારા, ઇન્દ્ર ધનુષને વાળવા ઇચ્છનારા તથા ગ્રહણ કરવા લાયક નહીં એવા સુર્યના કિરણોને ગ્રહણ કરવા ઇચ્છનાર, એટલા ન કરવા યોગ્ય કામ કરવા ઇચ્છનારા છે, માટે તે અત્યંત મુર્ખ કહેવાય છે. એમ સ્વાયંભુ મનુયે કહ્યું છે.

૩૩૯ જેને પોતાનો વિશ્વાસ હોય તેની સ્ત્રી પ્રત્યે ગમન કરનાર, ગુરૂ સ્ત્રી પ્રત્યે ગમન કરનાર, પોતે દ્વિજ થઇને શુદ્ર જાતિની સ્ત્રીને શેવનાર, મદિરા પાન કરનાર પટેલાઇ કરનાર, પારકી જીવિકા તોડનાર, બ્રાહ્મણોને દાસપણામાં યોજના કરનાર તથા પોતાની શરણે

આવેલાને હણનાર, એ સર્વ બ્રહ્મ હત્યારા સરખા જાણવા, વાસ્તે એઓનો સંસર્ગ થાય તોય પણ પ્રાયશ્ચિત કરવું એમ વેદની સ્મૃતિમાં કહેલું છે.

૩૪૦ અપ્રતિષ્ટાવાન, રાજા, વ્યભિચારણી સ્ત્રી, રાજાનો ચાકર, પુત્ર ભાઇ, બાળક છોકરાંવાળી વીધવા, સેનાપતિ, તથા અધિકારથી ભ્રષ્ટ થયેલો, એટલા સાથે ધનાદિક લેવા દેવાનો વ્યહુવાર કરવો નહીં; કારણ કે તેમ કર્યાથી ધન નાશ પામે છે.

૩૪૧ જે પુરૂષો પોતાનું કલ્યાણ ઇચ્છે, તેમણે પોતાના જાતિલાને વધારવા.

૩૪૨ જાતીલાઓએ એકઠા મળીને સુખ ભોગવવું એકઠું મળી જમવું, પરસ્પર વાતો કરવી, તથા પરસ્પર પ્રિતિ રાખવી, પણ કયારેય પરસ્પર કલહ કરવો નહીં.

૩૪૩ ઉધમ, નિયમથી ચાલવું, ચતુરાઇ, સાવધાનપણું ધૈર્યે સ્મરણ શક્તિ તથા વિચાર કરીને કાર્યનો સમારંભ કરવો, એટલાં વાનાં સમૃદ્ધિનાં મુળ છે.

૩૪૪ જેના ચિત્તમાં દ્વેશ છે એવો શત્રુ કદાપિ સ્નેહ દેખાડતો હોય તોપણ વાંસામાં લાકડી મારીને કોપાવેલા સર્પની પેઠે તેનો ભય રાખવો જોઇએ.

૩૪૫ જેઓ નઠારા કુળમાં જન્મ પામેલા છે, લોભી છે, આશ્રીત જન ઉપર દયા રાખતા નથી, લજ્જા વિનાના

છે, તેઓ જ્યાં સુધી હાથ લીલા હશે ત્યાંસુધી સેવન કરશે, પણ જો તેમને દ્રવ્ય ન મળ્યું એટલે તરત વિકાર પામશે,

૩૪૬ ચોખી રીતે ન્યાય કરવાથી અને પ્રજાનું પાલન કરવામાં આશકત રહેવાથી તે પવિત્ર રાજા ધર્મ અને કીરતી પ્રાપ્ત કરી શકે છે.

૩૪૭ મારૂં છિદ્ર શું છે? મને કયા વ્યસનની આસક્તિ છે? શું કર્મ મેં સંપાદન નથી કર્યું કે પુર્ણપણે સિદ્ધ કરયું નથી? અને મને કયા સ્થળમાંથી દુષણ લાગશે? એ વાતોનું મનુષ્યે નિરંતર ચિતવન કરતા રેહેવું.

૩૪૮ જે રાજાનો પ્રધાન દુર્જન અને પાપી હોય, તે રાજાના લોકોએ વધ કરવો યોગ્ય છે, કેમ કે ધર્મનો નાશ કરનારો છે, તથા તે પોતેજ પાપે કરીને પોતાના કુટંબ પરિવાર સુદ્ધાં જલદી દુર્દશાને પામે છે.

૩૪૯ જે રાજા અર્થ સિદ્ધ કરતો નથી, મરજીમાં આવે તેમ ચાલે છે, અને પોતાને મોઢે પોતાની પ્રશંસા કરે છે, તેને આખી પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત થાય, તો પણ તે ઉતાવળે નાશ પામે છે.

૩૫૦ મિથ્યા વચનનો ત્યાગ કરવો, પ્રાર્થનાની અપેક્ષા રાખ્યા શિવાય બીજાનું ભલું કરવું અને કામથી ક્રોધથી કે દ્વેશથી ધર્મને તજવો નહિં; કોઇ પ્રશ્ન કરે

ત્યારે લાજ ન પામતાં કઠોર પરંતુ ન્યાય સહિત ઉ-તર આપવો. ગંભીરતા છોડી વાણી બોલવી નહીં, કેમ કે એમ કરવાથી સર્વ કોઇને વશ્ય કરી શકાય છે.

૩૫૧ જે પુરૂષ મુઢ, ઇન્દ્રિય સુખનો અભિલાષી, લોભી, દુ-રાચરણી, લુચ્ચો, કપટી, હિંસા કરનારો, દુષ્ટ બુદ્ધિ વાળો, સાંકડા જ્ઞાન વાળો [થોડા મન વાળો] ઉદાર કર્મને છોડી દેનારો, મદ્યપાન કરનારો, જુગારી, સ્ત્રી લંપટ, શિકાર કરવામાં આશક્ત, એવો જે પુરૂષ હોય તેને મોટા કામમાં યોજવાથી રાજાની લક્ષ્મી નાશ પામે છે.

૩૫૨ રાજાએ શત્રુને પણ વિશેષે કરીને છેતરવો નહીં, તથા તેનો અતિશય છેદ પણ કરવો નહીં, 'કારણ કે તેનો અતિછેદ કરવાથી કદાચિત જીવતરનો પણ ત્યાગ કરે.

૩૫૩ શત્રુનો પરાજય કરી નિરંતર મનુષ્યે સુખે સુઇ રેહેવું નહીં, કેમ કે તતડીઆ અગ્નિની પેઠે તે દુષ્ટ પુરૂષ હુમેશાં જાગતોજ રહે છે.

૩૫૪ લઢાને જય મેળવવો એ દેવ ઇચ્છા ઉપર આધાર રાખે છે. માટે લઢાઇ કરવી નહીં, પણ શત્રુને વિશ્વાસ પમાડીને તેને વશ્ય કરી અર્થ પ્રાપ્ત કરી લેવો.

૩૫૫ મિત્રતા કોની કરવી ન ઘટે? લોભી, ક્રૂર, ધર્મ ત્યાગ કરેલ, કપટી, શઠ, હલકો, પાપી, વહેમી, આળસુ, વાંકો

ચાલનાર, નિંદિત, ગુરૂની સ્ત્રીને ઘર્ષણ કરનાર, સં-
કટ વેળાએ છોડીને જતો રેહેનાર, દુરાત્મા, નિર્લજ્જ,
પાપ નજરથી જોનાર, નાસ્તિક, વેદની નિંદા કરનાર
ઇન્દ્રિયો સ્વાધિન રહિત, ઇચ્છા પ્રમાણે અનિતીયે ચા
લનાર, અસત્યવાદી, લોકોમાં દ્વેષને પાત્ર થએલો, પ્ર-
તિજ્ઞા નહિ પાળનાર, ચાડીઓ, સમય આવે બુદ્ધિમં-
દ, અદેખો, પાપ કર્મ કરવાના નિશ્ચય વાળો, દુર્જન
ઠગ, મિત્રો સાથે અપકાર આચરનાર, જે નિરંતર
પારકા દ્રવ્યની આશા કરે છે, યથા શકિત આપ્યા છ-
તાં જે સંતોષ પામતો નથી, અક્ષમાવાન, ન ઘટે ત્યાં
ક્રોધ કરનારો, વિના કારણ વિરોધ કરનારો, મિત્રના
જેવો ડોળ બતાવીને શત્રુનું કામ કરે, પાપ બુધ્ધિ
વાળો, મુઠ પુરૂષ લગાર અપકાર કર્યો હોય અથવા
અજાણતાં કાંઇ અપકાર થઇ ગયો હોય તેટલામાં પો-
તાનું કલ્યાણ કરનારા મિત્રને જલદી તજી દે છે,
ગર્જ હોય ત્યાં સુધી મિત્રતા રાખનાર, નિર્દય, મિત્ર
દ્રોહ કરનાર, કૃતઘ્ન અને અધમ, એવા પુરૂષ સાથે
કોઇ કાળે મિત્રતા કે સંધિ કરવી નહીં. વળી જેને
બીજાનાં છિદ્ર સોધવાની ટેવ હોય તેની સાથે પણ
પ્રીતિ કરવી નહીં.

૩૫૬ કેવા પુરૂષની પ્રીતિ કરવી ઘટે છે? કુળવાન, જેઓ પ્ર

તિજ્ઞા પાળનાર, જેઓ જ્ઞાન તથા વિજ્ઞાનમાં નિપુણ રૂપાળા, ગુણવાન, લાલચ રહીત, સન્મિત્ર, કૃતજ્ઞ, સર્વ. જ્ઞ, લોભ વિનાના માધુર્ય ગુણવાળા, જીતેન્દ્રિય, કુળવા- ન મા બાપના પુત્ર, સારા કુળમાં જેનું લગ્ન થયું હોય તે, કિર્તીવાન, પાપી લાલચોથી ન લલચાતા હોય તે જેઓ શુદ્ધ રહેવા વડે કીર્તી પામ્યા હોય, સંતો- સી, અકસ્માત, સ્નેહ તોડી જુદા ન પડી જનાર, અ- ર્થ સારમાં પ્રવીણ, પોતે પીડા વેઠીને પણ મીત્રનું કા- મ કરવામાં તત્પર રહેનાર, જે પુરૂષોની પ્રિતી, જેમ ઉનના વસ્ત્રને ચઢાવેલો રંગ નાશ પામતો નથી તેમ નાશ પામતી નથી. જેઓ પોતાના મિત્રની પ્રીતિ તજી છુટા પડતા નથી. ક્રોધથી પ્રીતિનો ત્યાગ કરતા નથી, તેમ મિત્ર નિર્ધન થઇ જાય તો પણ તેના ઉપરની પોતાની પ્રીતીનો ત્યાગ કરતા નથી. માટીનું ઢેફુ અ- ને સોનું જેમને મન સમાન છે એવા તથા મિત્રને વિ શે દ્રઢ બુદ્ધિવાળા મિત્રો ક્રોધ, મોહ, લોભ આદીક- ના કારણથી પ્રીતિને તજી દેતા નથી એવા પુરૂષને ઉ ત્તમ જાણીને તેની સાથે પ્રીતિ કરવી ઘટે છે.

૩૫૭ સ્ત્રીઓનું ચીત્ત કોઇના જાણવામાં આવતું નથી.

૩૫૮ દૈવ જ્યારે અનુકુળ થાય ત્યારે મનુસ્યનું સારૂ થતાં- વાર લાગતી નથી, તેમ જ્યાંસુધી તે પ્રતિકુળ છે ત્યાં

હસુધી તેને કોઇપણ ઉલ્લંધન કરી શકતું નથી.

૩૫૯ જ્યાંહ પુર્વે પાણી હોય છે ત્યાંહ ફરીથી પાણી જાય છે માટે મનુષ્યનો ઉદય પણ કાળે કરીને થાય છે.

૩૬૦ બળવાન શત્રુથી ઘેરાયલા, બળ તથા સાધન વગરના દ્રવ્ય કોઇ હરણ કરી ગયું હોય, કામી પુરૂષ અને ચોરને નિદ્રા આવતી નથી.

૩૬૧ જેના મનમાં ધારેલાં કામ તથા કરેલા વિચાર બીજાઓ ન જાણી શકે, પણ કાર્ય સિદ્ધ થયા પછીજ જાણે તે પંડીત કહેવાય છે.

૩૬૨ જલદી સમજી જવું, દ્રઢ જ્ઞાન વાસ્તે સારી રીતે સાંભળવું, અર્થને જાણીને તેના કામથી નસેવી તથા પારકી પંચાતમાં પુછ્યા વગર વાણી ન વાપરવી એ પંડીતનું પ્રથમ ચિન્હ જાણવું.

૩૬૩ હિતને ઇચ્છનાર કોઇ પણ જેનો મિત્ર નથી, સાદ કર્યા વગર જે પ્રવેશ કરે, પુછ્યા વગર ઘણું બોલે, જેનો વિશ્વાસ નહીં તેનો વિશ્વાસ કરે, પારકાનો દોષ જોઇ તેનો તિરસ્કાર કરે ને પોતે તે રીતે વર્તે તથા અસમર્થ છતાં ક્રોધ કરે તે અત્યંત મુઢ મનુષ્ય જાણવો.

૩૬૪ ધનુસ્ય ધારણ કરનારે મુકેલું બાણ એકને મારે, વા ચુકેતો એકને પણ ન મારે પણ બુદ્ધિ માન પુરૂષે

મોકલેલી બુદ્ધિ તો રાજા સહીત દેશને નાશ પમાડે છે.

૩૬૫ શાન્તિરૂપી ખડગ જેના હાથમાં છે, તેને દુર્જન શું કરશે! કારણ કે જેમ તૃણ વગરના દેશમાં પડેલો અગ્નિ પોતાની મેળેજ શાંત થાય છે, તેમ સાંત દુર્જન થાય છે.

૩૬૬ પરધનનું હરણ કરવું, પરસ્ત્રીનું સેવન કરવું તથા સંબંધીઓનો ત્યાગ કરવો, એ ત્રણ દોશ ક્ષય કરનારા છે.

૩૬૭ ગામો, ચાકરી, ભાર્યા, વિદ્યા તથા સુરાની શોબત એ છ ચીજ બે ઘડી છોડીએ તો નાશ પામે.

૩૬૮ રાજાએ કોઇ પણ આપત્તી વેળાએ બીવું નહીં, કદી બીહે તોપણ બીનેલાની પેઠ વરતવું નહીં; કેમકે તેમ થએલાને જોઇને સર્વ દેશ તથા સૈન્યાદિ બીહે છે અને પ્રધાનોની બુદ્ધિ પણ ઉલટી થાયછે.

૩૬૯ અશકત થએલા રાજાના અત્યંત સ્નેહી અશકતી માન તથા તેના કલ્યાણની કામનાવાળા શ્રેષ્ટ પુરૂસો જેમ બાંધેલાં વાછડાં વાળી ગાય ગ્રહનો આશ્રય કરે, તેમ તેનો આશ્રય કરેછે પણ તેને મુકી દેતા નથી અને દુખેલા બાંધવની પેઠ શોચ કરતા એવા જોઇને પોતે પણ શોચ કરે છે.

૩૭૦ પાપ બૂધ્ધિવાળા મનુષ્યને પાપ કર્મથી સત્પુરૂષ વારે, તોપણ તે પાપ કર્મ કરવા ઇચ્છે, અને રૂડી બુધ્ધિવા

ળા પુરૂષને કોઇ પાપીષ્ટ માણસ ખરાબ કામ કરવા વિશે પ્રેરણા કરે તોપણુ તે સુભ કામ કરવાજ ઇચ્છેછે.

૩૭૧ સારી રીતે પોષણ કરેલા રૂડા પુરૂશો જ્યારે પોતાને પોશણ કરનારનું કામ કરવાનો વખત નજીક આવે ત્યારે સાવધાન થઇ તેની સાહાયતામાં ઉભા રહે છે; અને જે પાપીષ્ટ બુદ્ધિવાળા પુરૂશ હોય છે, તે મત્યુ પકાર કરવાને વખતે તેનું ઉલટું બુરૂ કરી ઉભા રહે છે પણ સ્વામીનું બુરૂં કરનારા તથા વૃથા અન્ન ખાઇ જનાર તે કૃતઘ્ન પાપ બુધ્ધિવાળાના આ લોક તથા પરલોક બેઉ બગડે છે.

૩૭૨ મનુષ્યે પોતાના વૃધ્ધોનાં વચન અવશ્ય માન્ય કરવાં જોઇએ.

૩૭૩ નાયક વગરની અત્યંત મોટી સેના હોય તોપણ જેમ મકોડાનો મોટો જથ્થો ભેદ પામે તેમ ભેદ પામે છે

૩૭૪ જે મનુષ્ય પોતાને નહીં લાયક એવાં કર્મ કરવાનું આચરણ કરે છે તે અસુભ ફળને પામે છે; તેથી તેણુ કાળને તથા દૈવને દોશ આપવો એ લાયક નથી.

૩૭૫ જે પુરૂશ પોતાના શત્રુને જાણી શુધ્ધ પરાક્રમ કરે છે તે પોતાના શત્રુને શોક ઉત્પન્ન કરે છે, ને તેનું જીવિત પણ સફળ છે.

૩૭૬ ક્ષત્રિયોમાં બળ પ્રધાન છે, બ્રાહ્મણોમાં મનસુખા કર

વા એ પ્રધાન છે, વૈસ્યમાં દ્રવ્ય પ્રધાન છે તથા શુદ્રમા અવસ્થા પ્રધાન છે.

૩૭૭ સર્વ મનુષ્ય પોતાના ભાગ્ય પ્રમાણે ફળને પામેછે

૩૭૮ મદોન્મત્ત, કરવા તથા નહીં કરવાના કાર્યને નહીં જાણનાર, અને આડે માર્ગે ચાલનાર ગુરૂ હોય તો પણ તેનો ત્યાગ કરવો.

૩૭૯ ઇન્દ્રીઓ તોફાનો છે માટે યત્ને કરીને તેને બુદ્ધિથી નિયમમાં રાખવી; તે બાળકની પેઠે ચારે પાસે નાસભાગ કરે એવી છે, માટે પીતા જેમ પોતાના બાળકોને વશમાં રાખે છે તેમ પુરૂષે તે ઇન્દ્રિઓને વસમાં રાખવી.

૩૮૦ જેનો પાસે ધૈર્ય અને દાન એ બે ગુણ છે તે સ્વર્ગને જીતે છે.

૩૮૧ આખું જગત સુખ અને દુઃખથી ભરપુર છે, તથા તેમાં અનુક્રમે સંયોગ અને વોયોગ થયાજ કરે છે જે મનુષ્યો મરનારને લઇને સ્મશાનમાં જાય છે તેઓ પણ પોતાના આયુષ્યના પ્રમાણમાં તેની પાછળ સ્મશાનમાં આવીને પડે છે.

૩૮૨ આ મૃત્યુ લોકમાં જે જન્મ પામ્યો છે, તે સર્વને નિશ્ચય મરવાનુંજ છે.

૩૮૩ પ્રાણી જ્યારે જન્મે છે ત્યારે સુખ અને દુઃખ સાથે

લઇને અવતરે છે.

૩૮૪ મનુષ્ય જે સારૂ કે પછી માઠુ કર્મ કરે છે તે તેના કર્તાનેજ ભોગવવું પડે છે.

૩૮૫ ગમેતો ડાહ્યો હોય કે મુર્ખ, ધનવાન હોકે નિર્ધન, પણ તે સર્વે પોત પોતાનાં સારાં માઠાં કર્મ લઇને કાળને આધીન થાય છે.

૩૮૬ મનુષ્યે હમેશાં યત્નતો કરવોજ ,પછી દૈવયોગથી તે સિદ્ધ થાય તો ઠીક છે.

૩૮૭ પ્રયત્ન કરવાથી અર્થની પ્રાપ્તી થાય છે.

૩૮૮ જે એકવાર મરી ગયો અને તેણે દેહ ત્યાગ કર્યો, તેને ફરીથી તે દેહ પ્રાપ્ત થતો નથી.

૩૮૯ કોઇનું અપ્રિય કરવું, કઠોર વાણી બોલવી, બીજાનો દ્રોહ કરવો, પરસ્ત્રીનું હરણ કરવું, અધર્મ આચરવો અને અસત્ય બોલવું, એટલાં વાનાં બુધ્ધિમાન પુરૂષે દુરથીજ ત્યાગ કરવાં ઘટે છે. તેમજ ધર્મ, સત્ય, વેદ પઠન, ન્યાય પ્રમાણે આચરણ, પ્રાણી ઉપર અત્યંત દયા, સરળતા, અને ખળતાનો ત્યાગ. એટલાં વાનાંનું સદા યત્ને કરીને સેવન કરવું.

૩૯૦ આ મનુષ્ય લોકમાં પોતાના ઇષ્ટ બંધુનો વિયોગ, અલ્પ જીવતર, અત્યંત કપટ, અત્યંત અસત્ય અતિશય બોલવું, અપ્રિય વાણી, અને દુઃખ તથા શો-

કની વૃદ્ધિ કરનાર એવું જન્મવું અને મરવું એ જોઇને મનુષ્ય લોક ડાહ્યા માણસને એક ઘડી પણ પ્રીતિકર થતો નથી.

૩૯૧ જે શખસ ઘણું બોલે અથવા પુછયા વગર વાતની ખબર આપે તેવા માણસની બેવકુફી જણાયછે.

૩૯૨ જે સુખ આબરૂ ગયાથી મળે તે પ્યારૂં ન જાણવું.

૩૯૩ નફાની આપનારી ચીજ ઘણી ખાધા કરતાં નુકશાન આપનારી ચીજ થોડી ખાવી એ સારૂ છે ઇયા તે નફા ભરેલી ચીજને પણ વધારે ન ખાવી જોઇએ.

૩૯૪ આ લોક સુખ અને દુઃખથી વીંટાયલો છે; તેમાં સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ ચાલ્યુંજ આવે છે. સુખ કે દુઃખ બેમાંથી એવું નથી કે નિરંતર એકનું એકજ સ્થિર રહે.

૩૯૫ જેઓ બુદ્ધિએ કરીને બળવાન છે, તેઓજ બળવાન કહેવાય છે. જેઓ માત્ર પ્રાણ ધારણ કરી શકવા રૂપ વાળા છે, તેઓ બળવાન કહેવાતા નથી.

૩૯૬ જે દુર્બળ હોય તેણે બળવાનની સાથે વૈર કરવું નહીં.

૩૯૭ જે મોટા પુરૂષો હોય છે તે પોતાના પ્રત્યે અપકાર કરનારા ઉપર પોતાનું વૈર પ્રકટ બતાવતા નથી, પણ તેઓ ધીમે ધીમે પોતાનું બળ બતાવે છે.

૩૯૮ કંજુસ પાસે સવાલ કરવો તે પોતાની આબરૂ ગુમા-

વધા જેવું છે.

૩૯૯ જે ફાયદા જુલમ કરવાથી મળે તે ફાયદા ન જાણવો બલકે નુકશાન છે.

૪૦૦ સાચું બોલવું તે મરતબાને વધારે છે અને નમવું તે મહોબતને જાદ કરે છે.

૪૦૧ ક્ષમા અને ચુગલીથી દુર રેહેવું તે આબરૂને જાદ કરે છે.

૪૦૨ બુધિહિન પુરૂશે બુધ્ધિની આજીવિકા ઉપર જીવનાર પુરૂષ સાથે વૈર કરવું નહીં; કેમકે તરણાના ઢગલામાં જેમ અગ્નિ પ્રવેશ કરે છે તેમ બુધ્ધિમાન પૂરૂશોની બુદ્ધિ પણ તે અબુદ્ધ પુરૂશના સમુહમાં પ્રવેશ કરીને તેનો નાશ કરે છે.

૪૦૩ બાળક, જડ, આંધળો, બેહેરો અને પોતાના કરતાં અધીક બળવાળો જે હોય તેને ક્ષમા કરવાનો સ્વભાવ રાખવો.

૪૦૪ થોડું બોલવાની આદત રાખવી કાંજે ઘણું બોલવું છે તે મરતબાને ઘટાડે છે.

૪૦૫ ઘણું હસવું, મસ્કરી કરવી, ને કોઈની એબ જાણવામાં આવે તે જાહેર કરવી તે વ્યાજબી નથી.

૪૦૬ ક્રોધ, કામ, મોહ, અક્ષમા, લજજાનો ત્યાગ, લક્ષ્મીનો નાશ, ધર્મનો ક્ષય, ચિંતા અપકીર્તી, દાન નહી કર

નાનો ગુણ, અતીશય, તૃષ્ણા, વીપરીત કામ કરવાની ક્રીયા, કુળનોમદ, વીદ્યાનોમદ, રૂપનોમદ, ઐશ્વર્યનોમદ, સર્વ પ્રાણીઓનો દ્રોહ, અવીશ્વાસ, વાંકા ચાલવું, પારકા દ્રવ્યનું હરણ, પરસ્ત્રીપર બલાત્કાર, વાણીનો વેગ, મનનો વેગ, પારકી નીંદ્યા, પોતાનો બડાઇ બીજાની અદેખાઇ, પાપ, દુસ્કરકર્મ, સાહસ કામ, એ સર્વનું મુળ લોભ છે, ને એ લોભથીજ ઉત્પન્ન થાય છે, ને લોભ એજ પાપનું મુળ છે માટે તેનો સ્પર્સ થવા દેવો નહીં.

૪૦૭ ધુસ્સાની વખતે તમારી જીભ્યાને બદ ન બોલવા ઉપર ખુબ નીઘા રાખ્યા કરવી વાજબ છે.

૪૦૮ હરકોઇ સાથે જલદી દોસ્તી ન કરવી પણ ૩૫૬ મા વચનમાં બતાવ્યા પ્રમાણે પરીક્ષા કરી ધારે ધીરે દોસ્તી કરવી.

૪૦૯ દોસ્તોને તંગીની વખતે કેળવી જોવા, કારણકે, તવંગરીની વખતે સર્વ લોક દોસ્ત થાય છે.

૪૧૦ દોસ્ત છે તે દીલને આરામ આપનાર છે માટે જાસ્તી પેદા કરી રાખવા.

૪૧૧ દોસ્ત નાલાયક મળયો તો તેનો દોસ્તી શી રીતે તોડી નાખવી? તેની મુલાકાતે કમ જવું, તેની ખબર કમ લેવી, તેની પાસે સવાલ ન કરવો, આપવા લેવાનો

વ્યવહાર કમ કરવો, ખાવું ખવડાવવું ઓછું કરવું, પ્રીતી કમ દેખાડવી, એવી રીતે ધીરે ધીરે વરતવાથી દોસ્તી કમ થશે તેમ તેને માઠું પણ લાગશે નહીં.

૪૧૨ દોસ્તી કર્યા પછી તે મીત્ર નાલાયક જણાય તો તેની સાથે એવો સલુક રાખવો કે દુશ્મની ના થાય.

૪૧૩ જે પુરૂષ દાન કરીને પછી તેનાં વખાણ કરતો હોય, પ્રાણીઓ ઉપર સમ વિષમભાવ રાખનારો હોય, નીચ કામ કરનારો હોય, સ્નેહ બતાવીને ઠગનારો હોય, સામર્થ્ય છતાં દરિદ્રતા દેખાડનારો શઠ હોય, કોઇને આપ્યા શિવાય એકલોજ પોતે ખાઇ જનારો હોય, માની સ્વભાવનો હોય, પુત્રાદિકમાં આશક્ત હોય, પોતાને મોઢે પોતાની બડાઇ હાંકનાર હોય, અને જે અતિશય સર્વ ઉપર શંકા આણનારો હોય તેને દુર્જન પુરૂષ જાણવો. વળી જે પુરૂષ કાગડાની પેઠે ધુર્ત દ્રષ્ટવાળો, દીનતા બતાવનારો, પોતાના વર્ગની પ્રસંશા કરનારો, નિરંતર ચારે આશ્રમનો દ્વેશ કરનારો, વર્ણશંકર, હિંસા કરવામાં નિરંતર ગમ્મત માનનારો, સાધારણ ગુણવાળો તથા નિર્ગુણ, અત્યંત અસત્ય આચરનારો, સ્વેચ્છાચારી, અત્યંત લોભી અને દુષ્ટ કર્મ કરનારો હોય તેને દુર્જન જાણવો.

૪૧૪ જે ગામમાં એકજ કુવો હોય તે ઉપર સર્વનો નિ-

વાહ થતો હોય તેવા ગામમાં રહેનારો, તથા વ્યભિચારિણી સ્ત્રીનો સ્વામિ એવો બ્રાહ્મણ તેવા ગામમાં બાર વરસ વસવા પછી શુદ્ર થઇ જાય છે.

૪૧૫ જે વચન હાશ્ય મશ્કરીમાં કહ્યું હોય, જે વચન સ્ત્રી આગળ કહ્યું હોય, જે વચન વિવાહુને સમયે કહ્યું હોય, જે વચન ગુરૂ અર્થે કહ્યું હોય, જે વચન પોતાની આજીવિકાને અર્થે કહ્યું હોય તે વચન કદાપિ અસત્ય હોય તોપણ તેનાથી ધર્મની હાની થતી નથી. એ પાંચ ઠેકાણે અસત્ય વચન બોલવાનું પાપ નથી.

૪૧૬ ઇનસાફ છે તે સરદારીને જાદે કરે છે ને બખસવું છે તે નામદારીને વધારે છે.

૪૧૭ પોતાના જીવને પિછાનવો, પોતાના ભેદને નિધામાં રાખવો એ બે ચીજ સર્વે ચીજ કરતાં મુસ્કેલ છે, અને સર્વ ચીજથી બહેતર એ છે જે ઇશ્વરના આપ્યા ઉપર રાજી રહેવું અને કશી ચીજ ઉપર અદેખાઇ ન કરવી.

૪૧૮ મદ્યપાન કરીને વિહાર કરવાથી, અગમ્યા સ્ત્રી સાથે ગમન કરવાથી, પતિશ્ટતાની સાથે વ્યવહાર કરવાથી, અને બ્રાહ્મણ ન હોય ને બ્રાહ્મણી સાથે ગમન કરવાથો થોડા કાળમાં પતિત થવાય છે.

૪૧૯ જે પુરૂષ બીજાના સ્ત્રીનો જાર હોય છે તે બીજા તવાને શું કહેવાને યોગ્ય છે? કેમકે તે પોતેજ દોશવાળો છે. પણ જગતનો સ્વભાવ એવો છે કે બીજાને જો તે જારપણામાં આશક્ત જુવે તો તે સહન કરી શકે નહીં અર્થાત પોતાનો દોષ તેની નજરમાં આવતો નથી, પરંતુ સામાનો તેવો દોશ તેને નજર ચઢે છે.

૪૨૦ જેમ આકાશના રંગ ઘડી ઘડીમાં ભાત ભાતના થઈ જાય છે, તેમ આ જગતમાં પણ લોકોના રંગ ઘડી ઘડીમાં બદલાયા કરે છે તથા તે વિચિત્ર છે.

૪૨૧ જ્યારે કોઇ પુરૂષ કોઇનાથી ભય પામતો નથી તથા કોઇ પુરૂષ તેનાથી ભય પામતો નથી તેમ જ્યારે પુરૂષ નથી દ્વેષ કરતો કે નથી ઇચ્છા કરતો ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે.

૪૨૨ પુરૂષ સ્ત્રીનું પોષણ કરે છે તેથી તે તેનો ભર્તા કહેવાય છે, અને તેનું પાલન કરે છે તેથી તે પતિ કહેવાય છે; પણ જ્યારે તે પુરૂષ ભરણ પોષણ તથા રક્ષણ કરવા રૂપ પોતાનો ધર્મ છોડીને પોતાની ભાર્યા કે પત્નિના પ્રાણ હણવાની ઇચ્છા કરે ત્યારે તે ભર્તાપણાના કે પતિપણાના ગુણથી હિન માની ભર્તા કે પતિ જાણવો નહીં.

૪૨૩ કોઇ કહેશે કે "વ્યભિચારણી સ્ત્રીને તો હણવીજ જોઇએ; કેમકે તેમ ન કરેતો કુળમાં વર્ણશંકર પ્રજા ઉત્પન્ન થાય" તો એવી રીતે વ્યભિચાર કરવામાં સ્ત્રીનો અપરાધ નથી પણ પુરૂષનોજ અપરાધ છે. કેમકે જો કોઇ પુરૂષ સ્ત્રીની પ્રાર્થના કરનારજ ન હોય તો વ્યભિચાર દોષ ઉપજેજ નહીં.

૪૨૪ સંકા ઇર્ષાથકી ઉત્પન્ન થાય છે.

૪૨૫ કોઇની સાથે મિત્રતા બાંધવી તો ઘણે કાળે કરીને બાંધવી તથા કરેલો મિત્રતાનો ત્યાગ કરવો હોય તો તે ઘણે કાળે કરીને કરવો; કેમકે ઘણે કાળે કરીને કરેલી મિત્રતા ઘણા કાળ સુધી ટકી રહેવો યોગ્ય છે.

૪૨૬ પ્રત્યેક કામમાં પુરૂષે પ્રથમ વિચાર કરીને તથા ઘણી વારે તેનો નિશ્ચય કરીને વર્તવું; કેમકે તેથી તેના મનમાં ઘણા કાળ લગી પરીતાપ થાય એવું કર્મ બનતું નથી.

૪૨૭ વિધાતાએ જેને જે વખતે નિર્માણ કર્યું છે તે, તે વખતે અનાયાસે પ્રાપ્ત થાય છે.

૪૨૮ થોડી ચીજ ઉપર રાજી રહેવું; તવજ્ઞે અને નમવાની આદત રાખવી; નેકી કરવી; રાસ્તી બોલવું; વ્યાજવી કરવું અને રાહે ચાલવું.

૪૨૯ કાર્ય કાળને આધીન છે. કારીગરી મંત્ર તથા ઓષધ

એ પણ ભુતિ કાલ ન હોય તો તે વખતે ફળ આપે નહિ, તેજ કામની ભુતિ કાલને વિશે યોજના કરી હોય તો સિદ્ધ થાય. કાળે કરીને વાયું જલ્દી વાય છે, કાળે કરીને વૃષ્ટિ મેઘને પ્રાપ્ત કરે છે, કાળે કરીનેજ જળાશય કમળ યુક્ત તથા વનમાં રહેલા વૃક્ષ પુષ્પિત થાયછે, તેમજ રાત્રી ચંદ્રિકા તથા અંધકારથી આવૃતને ચંદ્ર, કળાએ કરી પરિપુર્ણ થાયછે. વખત વિના વૃક્ષોમાં ફળ તથા પુષ્પ થાય નહીં વખત વિના નદિઓ પણ વેગથી વહન કરે નહિ; વખત વિના સ્ત્રીઓને ગર્ભ ધારણ થતો નથી; રૂતુઓનો આગમ પણ વખતસરજ થાય છે; વખત પ્રાપ્ત થયા વિના કોઇ મરે નહીં, તેમજ જન્મે પણ નહિ; બાળક વખત વિના બોલે નહીં; અકાળે યૌવન પ્રાપ્ત થાય નહિ, તેમજ વાવેલું બીજ વખત થયા વિના ઉગે પણ નહીં, અકાળે સુર્ય ઉદય થાય નહિ, તેમ અકાળે અસ્તગિરીને પણ પ્રાપ્ત થાય નહીં. ચંદ્ર તથા મોટી ઉર્મીમાળા જેને એવો સમુદ્ર પણ અકાળે વૃદ્ધિ પામે નહિં, તેમ હિન પણ થાય નહિં.

૪૩૦ અપ્રિય સાથે સંયોગ, સુપ્રિય સાથે વિયોગ, અર્થ, અનર્થ, દુઃખ, જન્મ, મરણ, ઉન્નતિ, ક્ષય, તથા લાભ, અલાભ એ સર્વ અદ્રષ્ટાધિન છે.

૪૩૧ સંસાર ચક્રની પેઠે ભ્રમણ કરે છે ને ભ્રાતા, પિતા, માતા તથા સખા, રસ્તામાં મળેલા સરખા છે એટલે કોઇ કોઇનું છે નહિ પ્રથમ તો પોતાના શરીર સાથે જ પોતાના પ્રાણનો સબંધ રહેતો નથી.

૪૩૨ રાજાએ સાત વાનાનું રક્ષણ કરવું જોઇએ, એક તો પોતાનો દેહ, પ્રધાન મંડળ, ભંડાર, શિક્ષા કરવાનો અધિકાર, મિત્રો, દેશ અને નગર એ સાત મળીને રાજ્ય કહે છે માટે તેનું રક્ષણ મોટા યત્નવડે કરવું.

૪૩૩ રાગ [પ્રીતી] અને દ્વેષનો ત્યાગ કરીને ધર્મનું આચરણ કરવું.

૪૩૪ આસ્તિક થવું અને સ્નેહ તજવો નહિ એટલે પરલોકની કામના રાખીને સ્નેહ કરવો પણ લોભાદિકથી સ્નેહ કરવો નહિ.

૪૩૫ દ્રવ્ય પેદા કરવું, પણ ક્રુર થવું નહીં એટલે નિર્દય કૃત્ય કરીને ધન પેદા કરવું નહિ.

૪૩૬ ધર્મ અને અર્થનો નાશ ન કરીને ઇન્દ્રિયોને તૃપ્ત કરવી.

૪૩૭ મીઠું બોલવું પણ દીનતા રાખવી નહીં.

૪૩૮ શુરા થવું પણ આત્મસ્તુતિ કરવી નહીં.

૪૩૯ દાતા થવું પણ કુપાત્રને આપવું નહિં.

૪૪૦ બાહાદુર અને દ્રઢ થવું પણ નિર્દય થવું નહિં.

૪૪૧ સંધિ કરવો પણ સજ્જન જોઇને કરવો.

૪૪૨ વિગ્રહ કરવો તો બાંધવો સાથે ન કરવો. અર્થાત બાંધવો સાથે વૈર ન કરવું.

૪૪૩ પુષ્કળ ખાવાનું આપ્યા વિના ચારાને મોકલવો નહીં અથવા સ્વામિભક્તિ વિના ચારાની કાર્યમાં યોજના કરવી નહિ.

૪૪૪ પોતાનું કાર્ય કરી લેવું પણ કોઇને પીડા કરવી નહીં.

૪૪૫ પ્રયોજન કહેવું હોય તો તેના સજ્જનપણાની પરીક્ષા કરીને કહેવું પણ અસત્પુરૂષોને પોતાની મતલબ કહેવી નહિં.

૪૪૬ ગુણોનું વર્ણન કરવું નહિં.

૪૪૭ લેઇ લેવું તો સત્પુરૂષોની પાસેથી નહિં. મતલબ કે સત્પુરૂષોનું કાંઇ પણ હરણ કરવું નહીં.

૪૪૮ અસત્પુરૂષોનો આશ્રય કરવો નહિં.

૪૪૯ તજવીજ કર્યા વિના દંડ કરવો નહીં.

૪૫૦ છાની વાતનો પ્રકાશ કરવો નહીં.

૪૫૧ લોભીઆને આપવું નહીં.

૪૫૨ અપકાર કરનારાઓ ઉપર વિશ્વાસ રાખવો નહીં.

૪૫૩ રાજાએ શુદ્ધ થવું અને અનિંદિત થવું.

૪૫૪ સ્ત્રીઓની અતિશય સેવા કરવી નહીં.

૪૫૫ અક્કડપણું છોડીને માન્ય પુરૂષોનું પૂજન કરવું.

૪૫૬ કપટ તજીને ગુરૂઓનું સેવન કરવું.

૪૫૭ દંભ તજીને દેવતાઓનું અર્ચન કરવું.

૪૫૮ અનિંદિત કર્મથી પ્રાપ્ત થયલી લક્ષ્મીની ઇચ્છા કરવી.

૪૫૯ નમ્રતા ધારણ કરીને સેવા કરવી.

૪૬૦ સમયને ઓળખીને ચતુર થવું

૪૬૧ મેહેરબાની કરીને ઠપકો આપવો નહીં.

૪૬૨ શત્રુનો દોષ જાણ્યા બુઝયા વિના પ્રહાર કરવો નહિં

૪૬૩ મુર્ખને સમજાવવામાં મુર્ખ બનવું પડેછે.

૪૬૪ જમાનો દિવસે દિવસે બદલાતો જાય છે; જેવું કાલ હતું તેવું આજે નથી ને જેવું આજ છે તેવું હવે પછી રહેવાનું નથી.

૪૬૫ આવતી વહુ અને બેસતો રાજા એ બન્ને સક્ષો પોતાના વિશેનો અભિપ્રાય બંધાવવાનું શરૂવાતમાંજ લોકોને સાધન આપી દે છે.

૪૬૬ થોડું બોલવામાં જે મીઠાસ રહેલી છે, તે બકવા કરવાથી મળતી નથી, માટે દરેક શબ્દ તોળીને મુખમાંથી બાહાર કાઢવો.

૪૬૭ જેમ બોલવામાં સબ્દોની કરકસર કરવી; તેમ લખવામાં પણ એજ રીત રાખવાથી ફાયદો છે.

૪૬૮ જેમ થોડું બોલવાનું રાખશો તેમ તમારો બોજ વધતો જસે, અને બોલવાનું જરૂર પડશે ત્યારે તમારા

ઓાંટમાંથી કેવી જાતનાં રત્નો નિકળે છે તે અધર ઝીલી લેવાને માણસો આકાંક્ષા રાખ્યા કરશે.

૪૬૯ બોલવામાં કઠોર વચન ઉચ્ચારવું નહીં,

૪૭૦ શત્રુને હણીને શોક કરવો નહીં.

૪૭૧ કારણ વિના ક્રોધ કરવો નહીં.

૪૭૨ અપકાર કરનારા ઉપર કોમળ થવું નહિ.

૪૭૩ જે માણસ દુઝણી ગાયનું પોશણ કરે છે તે નિત્ય નિત્ય પ્રત્યે તેની પાસેથી દુધ મેળવે છે; એ પ્રમાણે જે રાજા દેશનો ઉપભોગ યુકિતથી કરેછે તેની પાસે થી ઇચ્છેલું ફળ પણ મળે છે.

૪૭૪ રાજાએ પોતાના પછી રાજ્ય ગાદી જેને મળવાનો સંભવ હોય તેનાથી નિરંતર શંકા યુકત રહેવું; કેમ-કે વિદ્વાન પુરૂશો તેમને અમીત્ર માને છે.

૪૭૫ જે માણસ ઉપર પ્રીતીનો પાંપણો ફરતી હોય તેના દોષો કાને આવતા નથી. આવે છે તો ખોટા દેખાતા નથી. આથી કરી શદાચરણમાં ચાલવાની જે ફરજ તેઓને પકડવી જોઇએ તે વશીલદારીની છાયામાં જ-તી કરવામાં આવે છે, તેથી અંતે તેઓને ઉપરા ઉ-પરી એજ કુછંદ નિરંકોશ જવાની લાલચો થવા માંડે છે, અને આખરે એકને પાપે આખુ વાહાણ તોફાન-માં જુકાવી મુકે છે.

४७६ मुर्खने मुख्य कही बोलाववामां अथवा सगो भाई होय तेने पण तेना दोष कही दखाडवामां डाहापणु तथा सलामती नथी.

४७७ चांदी अने प्रमेहना रोगथी जेणे मंदवाड भोग्यो नथी, तेने जार कर्मोनां प्रत्यक्ष फळ दखाडवामां आवे तोपण ते खसलतमांथी छुटातुं नथी.

४७८ मन मोकळुं राखी दोषग्राही थवा करतां गुणग्राही थवुं ए वधारे सारूं छे.

४७९ जे जातिमां कुटुंबनुं सुख अने कुटुंबनी निति घणी सारी छे, ते जाति मनुष्यत्व मेळववामां सर्वथी प्रथम थाय छे.

४८० तमे गमे तेटलुं मोटापणुं राखता हो तथा विद्वान हो तोपण एक पांच वर्षना बाळकने तमारा दोष दखाडवा दो, तेथी विरकत थशो ना.

४८१ मोटानां प्रति भकित, बराबरीआना प्रति आदर, बंधु बांधवनां प्रति प्रेम ए सघळा सद्गुण शीखवानुं मोटुं स्थळ कुटंब छे.

४८२ धैर्य अने लज्जाज नारीनी श्रेष्टतानुं प्रधान लक्षण छे. लज्जा वगरनी अने धैय वगरनी स्त्रियो पुरूषना धिक्कारने लायक थाय छे.

४८३ स्त्री ए पुरूषनी परीक्षानी कसोटीना पथर जेवी छे,

સ્ત્રી જેવી રીતે પુરૂષના દોષ ગુણ જાણવામાં નિપુણ હોય છે. તેવી રીતે પુરૂષ હોતા નથી. તેથી નારી સમાજ પુરૂષ સમાજને સુધારવાનો પ્રધાન ઉપાય છે.

૪૮૪ જેમ સુર્યનું મુલ્ય તેજ છે, ચંદ્રનું મુલ્ય જ્યોત્સ્નાન છે, સોનાનું મુલ્ દીપ્તિ છે, તેમ સ્ત્રી મુલ પ્રેમ છે.

૪૮૫ પ્રાણીઓમાં જોશો તો સ્ત્રી જાતિ પુરૂષને શોધતી નથી, પરંતુ પુરૂષ સ્ત્રી જાતીને શોધે છે.

૪૮૬ થોડું પણ આત્મશાસન જેનામાં નથી, તે પુરૂષનું ચરિત્ર પણ બદામની કીમતનું નથી.

૪૮૭ જેના ઉપર પ્રિતી નથી તેને માટે એક લોટો પાણી લઇ જઇ શકતા નથી, પણ જેના ઉપર પ્રીતી રાખીએ છિયે તેને માટે બે મણ બોજો લઇ જવાને બોજો સમજતા નથી.

૪૮૮ સ્ત્રી પુરૂષ વચ્ચે અકપટતાની ઘણી જરૂર છે, ઘણી અપ્રિય વાત હોય તોપણ તે કહેવાનો સંપૂર્ણ અધિકાર રહેવો જોઇએ.

૪૮૯ સ્ત્રી પુરૂષ પોતાનો પ્રેમનો વિષય જ્યાં ત્યાં કહેતાં ફરતાં નથી, તેમ પરસપરની જે કંઇ કસુર જુવો તે પણ લોકાલયમાં કહેતા ફરતા ના.

૪૯૦ જે ઘરમાં સંદેહ અને ઇર્ષ્યા રહે છે, તે ઘર કાંટાની પથારીના જેવું છે.

૪૯૧ તનદરોસ્ત શરીર, મિત્રાચાર, શાંત પ્રકૃતિ અને પ-રસ્પરને સુખમાં રાખવાની ઇચ્છા આચાર ઉપાદાન જે ઘરમાં મળેલા હોય તે ઘરમાં દેવતા સ્વર્ગમાંથી જુવે છે કારણકે તે ફુલના બગીચાના કરતાં સુંદર જણાય છે.

૪૯૨ એકના સુખથી બીજા સર્વ સુખી થાયછે એ કુટંબના સબંધનું સૌન્દર્ય છે.

૪૯૩ જે ઘરમાં ક્રોધવાળાં માબાપ છે તે ઘરમાં બાળકનું મન રમી શકતું નથી. માંછલાં જેમ ન રમવાથી વધતાં નથી તેમ બાળકનું મન પણ ન રમવાથી વધતું નથી.

૪૯૪ સોળ વર્ષ સુધી ઇન્દ્રિયો બુદ્ધીને વિચારવા સારૂ જરૂરની સામગ્રી એકઠી થવામાં રહે છે. સોળ વર્ષ પછી બુદ્ધીથી વિચાર કરવાનો આરંભ કરેછે; તેથી તે ઉમરની આગમજ જે શીખવવું જોઇએ તે સર્વ યથા સાધ્ય ઇન્દ્રિયોથી આવવું જોઇએ.

૪૯૫ ઉમરે મોટાં માણસો જેમાં સ્વતંત્ર રીતથી એકમેકની મશ્કરી કરતા હોય ત્યાં છોકરાંને રહેવા દેવાં ઉચીત નથી; કારણ કે તેઓમાં તેનાથી અકાલ પકવતા ઉત્પન્ન થાય છે.

૪૯૬ દીકરીને જ્યાંહાંસુધી માબાપ મરી ગયાં હોય પણ ભા

ઇ જીવતો હોય છે ત્યાંસુધી બેન ભાઇના ઘરમાં આવ્યા થો તેની થોડોક બરદાશ લેવાય છે પરંતુ ભાઇ મ-રી ગયાથી તે ઘર પરાયું થઇ જાય છે.

૪૯૭ એક જણ ઉપાર્જન કરે ને દશજણા આળશું થઇને ખાય એવી ઇશ્વરની ઇચ્છા નથી માટે સર્વે એ ઉ-દયમ કરી ધન ઉપાર્જન કરવું એ સરવનો મુખ્ય ધ-ર્મ છે.

૪૯૮ મતભેદથી ભાઇઓમાં વિરોધ હોય તોપણ તેથી મોતિ-નું રૂણતો જતું રહેતું નથી.

૪૯૯ પ્રેમથી જો કોઇ એક તૃણ આપે તો તે મહામુલ્યવાન વસ્તુ થઇ પડે છે; ભયથી જો મણી માણિકય આવે તો તે ઘણાં કીમતી હોવા છતાં નકામા જેવાં થ-ઇ પડે છે.

૫૦૦ પ્રેમ સેવાનો લાગ શોધેછે, અને ભય ભાગવાનો લાગ જોય છે.

૫૦૧ નોકરને કુટંબનો અંગ સ્વરૂપ ગણી તેને અનુસરીને વ્યહુવહાર કર્યાથી તે નિશ્ચય શેઠના પ્રતિ આશકત થાય છે.

૫૦૨ ચાકરનો એકદમ વિશ્વાસ કરવો નહિં, અવિશ્વાસ થ-યા પછી તે પ્રકાશ કરવો નહિં, અવિશ્વાસ પ્રકાશ ક-ર્યા પછી તેને રાખવો નહિ. કારણ કે સંદેહ અને

અવિશ્વાસમાં રોજ રહેવાથી પ્રભુ અને સેવકની અધો ગતી થાય છે.

૫૦૩ નોકરને આજ્ઞા અને તીરસ્કારની હદ હોવી જોઇએ.

૫૦૪ લોકપ્રિય થવું એજ આ જગતમાં મરદની મર્દામી છે, અને એથીજ માણસ કૃતાર્થ થાયછે, અને એ-જ માણસથી આગળ ઉપર પોતાનું તથા પોતાના દેશનું ભલું થઇ શકે છે.

૫૦૫ જેને કલ્યાણનો અર્થ હોય તેણે શબ્દરૂપ રસ, સ્પર્શ, અને ગંધ એ વિષયોનેજ કેવળ કોઇ પણ પ્રકારે સેવવા નહિ, જેને કલ્યાણનો ખપ હોય તેણે રાત્રે જાગરણ, દિવસે ઉંઘ, આળસ, ચાડી, મદ, એ સર્વને સેવવાં નહિં, તથા આહારાદિકને પણ અતિશય સેવવા નહિ. કે છેક તેનો ત્યાગ પણ ન કરવો.

૫૦૬ બીજાની નીંદા કરીને પોતાનો ઉત્કર્ષ દેખાડવાનું કદાપી કરવું નહિં; પરંતુ પોતાના ગુણે કરીનેજ ઉત્કર્ષની ઇચ્છા કરવી.

૫૦૭ જે પુરૂષ પોતાની નીંદા કરતો નથી કે પોતાના ગુણનું વર્ણન કરતો નથી તે પંડિત અને ગુણવાન માણસ મોટો યશ પામે છે પવિત્ર એવો પુષ્પોનો સુગંધ મોઢેથી બોલાતો નથી પણ તેના ગુણે કરીન તે વખાણાય છે. તેમજ નિર્મળ એવો સુર્ય મોઢે બોલ-

તો નથી પણ તે આકાશમાં સોભે છે એજ પ્રમાણે બીજાં પણ જે પોતાને મુખે પોતાનાં વખાણ કરતાં નથી તે પોતાના યશવડે લોકોમાં પ્રકાશ પામે છે.

૫૦૮ મોટી બુમો પાડીને પણ જે અસત વચન કહ્યાં હોય છે તે એની મેળે સમી જાય છે. પરંતુ ધીમેથી ધીમેથી પણ જે સુભાષિત વચન ઉચારયું હોય તે લોકોમાં દીપી નીકળે છે.

૫૦૯ જેને કલ્યાણની ઇચ્છા હોય તેણે જ્યાં ચારે વર્ણના લોકો પોતાનો ધરમ છોડીને વર્તતા હોય ત્યાં કોઇ પણ પ્રકારે નિવાશ કરવો નહીં.

૫૧૦ જે દેશમાં લોભી પુરૂષોએ બહુધા કરીને ધર્મના સેતુઓ તોડી નાખ્યા હોય તેવા દેશને, જેનો છેડો સળગી ઉઠયો હોય એવા વસ્ત્રની પેઠે, કોણ નહીં ત્યાગ કરે?

૫૧૧ જે કર્મ કરવાથી તીવ્ર દુઃખમાં ડુબી જવું પડે તથા પુર્વ કર્મની વાસનાથી બંધનમાં પડવું પડે તે કર્મ પોતાનું કલ્યાણ ઇચ્છનારા પુરૂષે પેહેલેથીજ તજવું.

૫૧૨ જે દેશમાં અવિનયવાળા પુરૂષનો દંડ થતો હોય તથા સત્પુરૂષનો સત્કાર થતો હોય તે દેશમાં ફરવું તથા પુણ્યવાન સાધુ પુરૂશો સાથે નિવાસ કરવો.

૫૧૩ જે દેશમાં રાજા નિરંતર ધર્માચરણ કરતો હોય તથા

ધર્મવડે રાજ્યનું પાલન કરતો હોય, તેમજ સર્વ સંપત્તીથી યુક્ત હોઇને વીષયાભીલાષને દુર રાખતો હોય ત્યાં વીચાર કર્યાવિના પણ નીવાસ કરવો.

૫૧૪ મનુષ્ય પોતાની મેળેજ જન્મે છે અને પોતાની મેળેજ વૃદ્ધિ પામે છે, તેમજ સુખ, દુઃખ અને મ્રત્યુ પણ પોતાની મેળેજ પામે છે. તેમને જે ભોજન અને વસ્ત્ર મળેછે તથા માતા પીતા જે તેમનું રક્ષણ કરે છે તે પણ તેઓ પોતાના પુર્વે કરેલા કર્મ ઉપરથી પામે છે, જગતમાં એવું કોઇ નથી કે જે તેણે ન કરયું હોય અને તે તેને પ્રાપ્ત થાય.

૫૧૫ પુર્વે કરેલાં કર્મનાં ફળનો વિભાગ આપનારા વીધાતાએ ભક્ષ્ય, સર્વે ભુત અને પ્રથ્વી ઉત્પન્ન કરી મુકયાં છે જેનું રક્ષણ પોતપોતાના કર્મવડે થઇને જેનું તેને પ્રાપ્ત થવાને તે દોડયાજ કરે છે.

૫૧૬ જે પુરૂષ હજારો અને કરોડો ગાડાં અન્નમાંથી માત્ર ખશેર અન્નનેજ નિર્વાહુને અર્થે પોતાનું માને છે તથા જે આખા મેહેલમાંથી એક ખાટલા જેટલી જ ગાનેજ પોતાને માટે પુરતી જગો માને છે તે પુરૂશ મુકત થાયછે.

૫૧૭ જે પુરૂશ થોડા થકી પણ સંતુષ્ટ રહે છે તે આ લોકમાં મુકત જાણવો.

૫૧૮ જે પુરૂષ સુખ અને દુઃખના હેતુ પુણ્ય અને પાપ તે તત્વ જ્ઞાનવડે આત્મામાં લીન કરીને જ્ઞાન માર્ગવડે ગમન કરે છે તે પુરૂષ ઇષ્ટ વસ્તુને પામેછે; તેમ જે પુરૂષ મસ્ત્રીમાં રહીને સ્ત્રી, પુત્ર, પશુ, ઘર, ધન, વાડી આદિકમાં આશકત થઇને રહેછે તે પુરૂશ સ્વર્ગ નર્કાદી માર્ગે જાયછે.

૫૧૯ જે ક્ષત્રીય થઇને ભય પામતો હોય, બ્રાહ્મણ હોઇને સર્વ પદાર્થનું ભક્ષણ કરતો હોય, વૈસ્ય હોઇને ઇચ્છાનો ત્યાગ કરતો હોય, શુદ્ર હોઇને સેવારૂપી કર્મ કરવામાં આળસુ હોય, વિદ્વાન હોઇને નઠારાં આચરણવાળો હોય, કુળવાન હોઇને સદાચરણથી હીન હોય, બ્રહ્મણ હોઇને સત્યથી ભ્રષ્ટ થએલો હોય, સ્ત્રી હોઇને સંતોષી હોય, સંસારના પદારથમાં પ્રીતિવાળો હોઇને યોગ સાધના કરતો હોય, અન્નાદિકનો પાક કરીને તે પોતાનેજ અર્થે કરતો હોય, મુખ હોઇને ઉપદેશ કરનારો હોય, દેશ [દેશમાં નીવીસ કરનારો હોઇને] રાજાથકી રહીત હોય, અને જે રાજા યોગ રહીત હોઇને પોતાની પ્રજા ઉપર સ્નેહ રહિત હોય તે સર્વે શોક કરવા યોગ્ય છે.

૫૨૦ પાપયુકત કોઇક કર્મ કદાપી મોટા ફળને આપનારૂં હોય તથાપી પવીત્ર પુરૂષ જે ચાંડાલનું સેવન કરતો

નથી તેમ બુદ્ધીમાન પુરૂષે તે કર્મનું સેવન કરવું નહીં.

૫૨૧ નીંધ કર્મ કરીને આ લોકમાં રૂદ્ધી ઇચ્છવી નહીં.

૫૨૨ જે ધન ધર્મવડે મળે તે ધનને ધન્ય છે, અને જે ધન અધર્મવડે મળે તે ધનને ધિક્ક છે.

૫૨૩ અધીકારનો ઘટતો ઉપયોગ થવાથી હમેશાં સુખ આવે છે, અને એથી વીરૂધ્ધ ઉપયોગ કરવાથી દુઃખ પ્રાપ્ત થાય છે. પુર્વના પુણ્યના યોગે કરી અધીકાર પ્રાપ્ત થાય છે, અધીકાર ભોગવવા તક આવવી એ કંઇ સામાન્ય વાત નથી પણ ખરેખર ઇશ્વરની મેહેરબાનીનું ચીન્હ છે.

૫૨૪ અધીકારીએ ઘણાજ નીતીવાન, પ્રમાણીક, નીમકહલાલપણું, શાન્તતા, સત્યતાવાળા, ઉદારપણું, સમગ્રવીચારવાળા, સમદ્રષ્ટીવાળા, ઇર્સ્યા વગરના, મીલનસાર, આનંદ પ્રકૃતીવાળા, તર્ક શકતીવાળા, પ્રપંચને સમજનારા, પ્રસંગોપાત કરી જાણનાર, આળસ રહીત, શમયાનુંસાર વરતનાર અને મહાચતુર બનવું જોઇએ. રાજ્ય કારભાર ચલાવવામાં ઉપરના ગુણ ધારણ કરનારો કુશલ પુરૂષ હોય તોજ અધીકાર જળવાય છે.

૫૨૫ મુખ્ય અધીકાર ભોગવવામાં રૂવાબ હોવાની જરૂર છે. કેમકે, હજારો માણસને આધીન રાખવા એ રૂવાબ વગર બની શકતું નથી. રૂવાબ ન હોય તો કોઇ કો

ઇના હુકમમાં ન રહે, એથી બેદરકારપણું વધી સહું સહુના મનમાં આવે તેમ કરવા માંડેછે, એથી મુલક માં અન્યાય થાયછે, અને અન્યાય થવાથી પ્રજામાં ઘણો ગડબડાટ ઉઠી જાય છે, તાબાના કામદારો લાંચ રૂશવતીયા થાય છે. અધીકારનો ઉપયોગ નઠારા પાયા ઉપર કરે છે, એથી પરીણામે રાજ્યનો સ્થીતી ને ધકો પહોચી ઉથલપાથલ થાય છે.

પ૨૬ હુકમ અધીકાર ભોગવનારાએ એક રાખવો, એકવાર હુકમ થાય તો ફરીને ફેરવાય નહીં, એ એક રીત વિશેષ કરીને રાખવાની જરૂર છે, કેમકે વારંવાર હુકમ ફેરવવાથી દુનિયાંમાં અપ્રમાણવાળા માણસ તરીકે ગણાવું પડે છે. જે માણસનું પ્રમાણ નથી તેના હુકમનું માન રહેતું નથી, કીર્તિ વધતી નથી, અને રૂવાબ કોઇ કાળે પડતો નથી, માટે જે હુકમ થાય તે ફરે નહી એવી રીતનો બહાર પાડવો.

પ૨૭ દુનિયાંમાં ત્રણ પ્રકારના પુરૂષ છે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ, ઉત્તમ પુરૂષો કેવા હોય છે કે, ફનસના ઝાડ સરખા, એટલે ફનસની એવી ગતિ હોય છે કે, 'ફુટ ફાટીને ફળજ બતાવે, તેમ પહેલા નંબરના પુરૂષોએ હમેશાં જે કાંઇ કરવાનું તે કરીનેજ બતાવવું જોઇએ ક્યારે વિચાર થયો તે કાંઇ જણાય નહી એમ વર્તવું જો-

ઇએ બીજા નંબરના પુરૂષો આમ્ર સરખા હોય છે, એટલે આમ્રની એવો ગતી હોય છે કે કેરી કરવાની હોય તે પહેલાં મોર બતાવે એટલે હું કેરી કરનાર છઉ એમ કહે અને પછી ચાર મહીને કેરી બતાવેછે તેમ બીજા નંબરનો પુરૂષ હું સારૂં નરસુ કરનાર છું એમ કહી પછી તે કામ કરે છે ત્રીજા નંબરનો પુરૂષ કેસુડાં સરખો હોય છે, તે માત્ર દેખવામાં ઠીક લાગે છે પણ ફળ નહીં, તેમ સુગંધ નહીં તેના માફક ત્રીજા નંબરના પુરૂષો માત્ર બોલી બતાવે પણ તે કાંમ કરવાની તેનામાં સત્તા હોતી નથી.

૫૨૮ ઉપજ ખર્ચની બાબત સર્વ મનુષ્યે હમેશાં વિચારમાં લેવી જોઇએ. ચતુર્થાંશ ઉપજ પણ રાજ્યના ખજાનામાં પડે તેવો સારો બંદોબસ્ત ખર્ચની બાબતમાં રાખવો જોઇએ વળી અન, ધન, અને આબરૂ એ જીવની પેઠે જાળવવાં.

૫૨૯ વિચાર ઘણા મોહોટા રાખવા અને કેટલીક વાત સામાન્ય હોય તે દરગુજર કરવાની ટેવ રાખવી.

૫૩૦ રાજ્ય કારભાર ચલાવવામાં હમેશાં મોટા ગંભીર, હોંશિયાર, પ્રમાણિક, હિંમતવાન, પ્રપંચ જાણનારા, તર્કબાજ સ્વતંત્ર મગજવાળા, સાચુ બોલનાર, કોઇની છાયામાં ન દબાનાર, અને ગમે તેવી વીટંબના આ

વી પડે તેમાંથી પણ ઘણી ખબરદારીથી નિકળી જનાર અને મોટા સલ્લાહકાર લોકોનો જરૂર છે.

૫૩૧ બુદ્ધિવાન, વિના રાજ્યકારભાર થાય નહીં ને જો કદી થાય તો [પટેલની ઘોડી પાદર] લાંબા દિવસ ચાલે નહીં.

૫૩૨ અધિકારીના પાસેના કામદાર માણસો ઘણા વિશ્વાસુ જોઇએ. નઠારાં માણસો પાસે હોવાથી બુરી કીરતી પ્રસરે છે, આબરૂ ઘટે છે. અને ખરેખર કહિયે તો કોક દીવસ જોખમમાં આવી પડવાનો સંભવ રેહે છે, માટે જાતવાન, ખાનદાન, અને ખરેખરાં લાયક માણસો પાસે રાખવાં. એવાં ખાંનદાન માણસોથી હમેશાં સારી સલાહ મળે છે, કામમાં સંતોષ પ્રાપ્ત થાય છે. અને કોઇ વખત ખરેખર તે પોતાની ફરજ અદા કરીને ઉભા રહે છે.

૫૩૩ માણસની કદર કરવી એ વાત મુખ્ય ચતુરાઇની છે.

૫૩૪ રાજ્યકારભાર ફતેમંદીથી ચલાવવો, તે સિધિ સડકે જવાથી થતો નથી. પણ ઘણી ખડકો આવે છે કે જેમાંથી પાયમાલી થઇ જાય છે. આવા વખતમાં, કેવળ બુદ્ધિવાન તર્કબાજ, વિચારશકિતવાળા, પ્રપંચ જાણનાર, સારા સલાહકાર વિના તે ખડક ઓળંગી જવાતું નથી, માટે દરેક રાજય કારભાર ચલા-

વનારા પુરૂષોએ આવા શકિતવાન સલાહકાર રાખવા-
ની જરૂર છે.

૫૩૫ રાજા યા ઠાકોર ઇ૦ અમલદારે પ્રજાની પ્રીતિ મેળવ-
વા હમેશાં દીલમાં રાખવું જોઇએ, કેમકે લોક વાણી-
એ સાક્ષાત વાત છે. લોકોના જે મત હાલ કહેવામાં
આવે તે વાત ઘણું ભાગે થયા વિના રહેતી નથી.

૫૩૬ અધિકારીએ ગામ અથવા દેશ મધ્યેનાં સારાં માણ-
સોને હમેશાં માન આપવું, તેમની સાથે સારી રીતે
વાતચીત કરવી ને વખતનાં વખત પોતાની પાસે આ-
વવાનું કરે તેમ કરવું.

૫૩૭ અધિકાર મળ્યો અને કોઇ માણસ ઉપર, કોઇ પ-
ણ જાતનો ઉપકાર ન થાય તો અધિકાર શબ્દમાંથી
માત્ર 'ક્ષ'જ જાય છે, અને પછી ધિક્કાર દુનીઆંમાં
રહી જાય છે.

૫૩૮ અધિકાર મળેથી કોઇ માણસે પોતાના મીત્ર કે સ્ને-
હીને ભુલી જવા ન જોઇએ, કીંવા આંખે આંધળા
ન થાવું જોઇએ.

૫૩૯ ઇશ્વર હજારો માણસપર હકુમત ભોગવવાનો સમય
આપે તેણે ગંભીરતા, નિરઅભિમાન પણું, દયા,
પરોપકાર, વિગેરે ગ્રહણ કરી, સર્વનું હીત ચ્હાવું. રા-
જા પ્રજાના મનને સંતોષ પમાડવો, ખજાનામાં પુષ્ક-

ળ પૈસો જમા કરવો, રાજય ઉપર કરજ કરવું નહીં, શ્યાસદનાં માણસો સારાં સદગુણી અને ખાનદાન રાખવાં, અમીર સરદારોનો માન મરતબો રાખવો, વતનદાર આદિની પ્રતિષ્ટા રાખી, તેમને જેને મળતું હોય તે ચાલવા દેવું, મુલુકનો બંદોબસ્ત રાખવો, વાઘ બકરી સમાન ગણી ઇનસાફ આપવો અને સઘળી પ્રજા દોલતમંદ તથા વિદ્વાન થાય તેમ ચ્હાવું પ્રજાના હુકો ખંડન ન કરવા, હમેશ દુનીયાંમાં રાજય કારભારમાં કુશળ કહેવરાવી બીજા લોકોને એક સારો દાખલો લેવાનો વખત આવે તેમ કરવું.

૫૪૦ જે કુળનો કલંક અને ઘરનો કંટક છે તેહેને પુત્ર કરીને માનવો નહીં.

૫૪૧ હમેશાં કોઇના દિવસ સરખા જતા નથી પણ દુઃખની દીર્ઘ નિશાનીનું કાળે કરીને પ્રભાત થાય છે.

૫૪૨ સેકડો વિપત્તિમાં પણ વિશ્વાસી હ્રુદય સત્ય માર્ગથી વિચલિત થતું નથી.

૫૪૩ રાજય લેવાં ઘણાં સહેલાં છે પણ તે સાચવી રાખવાં ઘણાં દોહલાં છે.

૫૪૪ સ્રીના તરફની આશક્તિ માણસને કર્તવ્યના માર્ગથી ભ્રષ્ટ કરે છે, માણસને ભોગાશક્ત કરે છે માટે દરેક માણસે તેથી સંભાળી ચાલવું.

૫૪૫ ખરાબ કામ, અસદાચરણુ અને જુલમ કરીને કોઇપણ તેને છુપાવી શકતો નથી. ઇશ્વરના અખંડ નિયમાનુસારે કાળે કરીને તે સર્વે પ્રકાશિત થઇ જાયછે.

૫૪૬ બીજાનું નુકશાન કરવાથી આ જગતમાં કોઇ શાન્તી મેળવી શકતો નથી.

૫૪૭ કજીયાનું ફળ માઠું હોય છે માટે બનતાં સુધી કજીયો કરવો નહીં.

૫૪૮ કુદરતની દેવીના રહેંટમાળના ચકરમાં સર્વ કોઇ આવે છે મુર્ખ વગર કોઇ પોતાને ચિરંકાળ અમર કહેવડાવવા શકિતવંત નથા.

૫૪૯ જેની ચહડતી પડતી નથી તેને સારા નરસાનો અનુભવ થતો નથી.

૫૫૦ માણસ વસુ વિના પશુ જેવું છે.

૫૫૧ સાધનવિના સુરો કાંઇ પણ કરી શકે નહીં.

૫૫૨ આપણે બીજાનું ભુંડુ તાકીએતો આપણું ભુંડુ થાય.

૫૫૩ માણસને જ્યારે અતિશય દુઃખ પડે ત્યારેજ સુખનાં સાધન ખોળવા નીકળે છે જ્યારે અણીની ધીક પરવેરની ખુમારી આવે ત્યારેજ મરવું કે મારવું જીવ આપવો કે જીવ લેવો એવો વિચાર થાય છે.

૫૫૪ વિના પ્રયાસે જે મળે તેપર તૃપ્ત થઇ રાચવું જોઇએ।

૫૫૫ ટુંક જીવતર છે તેમાં યશસ્વી કર્મો કરવાં.

૫૫૬ માન ભંગથી મરવું સારૂં!

૫૫૭ કાળકાળની ગતી અતિ વીલક્ષણ હોય છે.

૫૫૮ જયારે સર્વ જાય છે, ધન ધાન્ય પુરૂષાર્થ જાય છે, શરીરની શકિત જાય છે, મનનો ઉમંગ જાય છે, રાજ્યમાંથી સત્ય જાય છે, દીન હાલત થાય છે ત્યારે તેનાં સાથે માણસની બુદ્ધિ પણ જાય છે.

૫૫૯ જ્યારે મતિ બદલાય છે ત્યારે આગળ કાળ કેવો આવશે તેની ડાહ્યા પુરૂષોએ ફીકર રાખવી.

૫૬૦ પંડીતો કહી ગયા છે કે જેઓ રાજા પાસે રહે છે તેઓના ઉપર વીપત્તિ આવી પડે છે, કારણકે રાજા અહંકારી, કાવત્રાખોર તથા આપસ્વાર્થી હોય છે.

૫૬૧ મનોનાપણું કરવું ને ગોખરૂની સય્યા ઉપર સુવું એ બે બરોબર છે.

૫૬૨ રાજા કાનનો કાચો હોય ત્યાં ગમે તેટલી ઉંચી પદવી હોય તેનો ભરોંશો રાખવો નહીં.

૫૬૩ તમે જાણોછો કે સ્રીઓથી જગતમાં ઘણી ઉથલપાથલ થઇ છે. સીતાને રાવણ હરી ગયો તેથી લંકાનો નાશ થયો, અને રાવણનું મૃત્યુ થયું, દ્રુપદીનાં ચીર દુર્યોધને ભરી સભામાં ઉતરાવ્યાં તેથી કુરૂક્ષેત્રનું યુદ્ધ થઇ તેમાં કૌરવો અને પાંડવોનાં સેંકડો માણસોના

નાશ થયો માટે સ્ત્રીથી બહુ સંભાળીને ચાલવું.

૫૬૪ ઇશ્વરની ઇચ્છા વિના એક સળી પણ હાલી શકતી નથી.

૫૬૫ રૂપ તો ક્ષણભંગુર છે માટે તેના ઉપરનો મોહ ખોટો સમજવો.

૫૬૬ દૈવની સામે કોણ ડાહ્યો છે! લખી વાત સો ભવે પણ મટતી નથી. વિધાત્રીના જે લેખ છે તે પ્રમાણે થયાવિના રેહેતું નથી.

૫૬૭ સબળે અબળનું રક્ષણ કરવું.

૫૬૮ ગઇ ગુજરી વાત વિશે ખેદ કરીને કાળ ગાળવો એ સદ વિચારનું કામ નથી.

૫૬૯ શોકનો ધર્મ એ છે કે તેમાં નિમગ્ન થયાથી તે વધતો જાય છે.

૫૭૦ ગામમાં રહેનારા પુરૂશો એક બીજાની ઉપર રીસ હોવાને લીધે ઘણા જણ પરસ્પરનું ભુંડું બોલે છે માટે તેમના વચન ઉપર કોઇનો સત્કાર ન કરવો તેમ પ્રત્યાઘાત પણ ન કરવો.

૫૭૧ જે રાજા કોશ હીન હોય છે, તેનો મનુષ્યો અવજ્ઞા કરે છે. તે જે અહુરફ આપે છે, તે વડે તેના સેવકો સંતોષ પામતા નથી તથા કાર્ય કરવાને પણ ઉત્સાહ રાખતા નથી.

૫૭૨ ચોરીના ધંધો કરનારાઓએ નિચેની વાતો તજવી:— પોતાની સાથે જે યુદ્ધ કરવા ઇચ્છા ન રાખતો હોય તેનો વધ કરવો નહીં. કોઇ સ્ત્રીનું હરણ કરવું નહિ; તેમજ કૃતધ્નતા બ્રાહ્મણના વિત્તનું હરણ, કોઇ પાસે બાકી રેહેવા ન દેતાં છેકજ લુટી લેવો તથા કન્યાની ચોરી કરી લઇ જઇ તેના સ્વામી થઇ રેહેવું પરસ્ત્રીને પકડીને તેની સાથે વ્યભીચાર કરવો, એટલાં કર્મ ચોર લોકોએ તજવાં

૫૭૩ જે પુરૂષ દુરાચારી અને તીક્ષણ બળવાળો હોય છે તે રક્ષણ પામતો નથી પણ સર્વ લોકો ત્રાશ પામેછે. તે પદભ્રષ્ટ થઇને અને અવગણના પામીને દુઃખમાં જીવતર પુરૂં કરે છે

૫૭૪ જે કંઇ બનવાકાળ હોય છે તો બુધ્ધી પણ તેવીજ સુઝે છે વખત પણ સરખોજ આવી મળે છે, સહાયતા પણ તેવીજ મળે છે. અને સર્વ કાંઇ ન બને તેવું બની જાય છે.

૫૭૫ જે મિત્ર ધર્મવાળાં કૃત્યમાં પણ રાજ્યને કલંક લાગતું જોઇને તેથી રાજાને અટકાવતો હોય તેના ઉપર વિશ્વાસ કરવો; કેમકે રાજ્યને કલંક લાગવાથી જે ભય પામતો હોય તેનામાં તે ઉત્તમ મિત્રનું લક્ષણ છે એમ જાણવું, પણ જે રાજાનું કલંક જોવા

ઇચ્છા રાખે છે તે તેના શત્રુઓ જાણવા.

૫૭૬ જે પરમગુહ્ય વાર્તા જે મિત્ર ન હોય તેને કહેવી ઘટતી નથી; મિત્ર હોઇને મુર્ખ હોય તેને પણ કહેવી ન જોઇએ; તેમ પંડીત હોઇને જે મનને વશમાં ન રાખી શકતો હોય તેને કહેવો ઘટતી નથી.

૫૭૭ જેનો સમાગમ રાજા સાથે છે તેના સમાગમ સર્પોની સાથે છે એમ જાણવું; કેમકે રાજાને ઘણા મિત્ર હોય છે તેમ ઘણા દુશ્મન પણ હોય છે. તે સર્વથકી રાજાનું સેવન કરીને જીવિકા ચલાવનારને ભય છે.

૫૭૮ દુશ્મન હુજત કરે ત્યારે તે સાથે શખતી ન કરવી નરમથી જવાબ આપવો વાજબ છે.

૫૭૯ જેને અક્કલ નથી તેને ઇલ્મ શીખવવાથી કાંઇ ફાયદો નથી.

૫૮૦ જુઠું બોલવું વાજબી નથી અને મરજ આવી પડયા સિવાય દવા કરવી એ રવા નથી પણ બીમારી પેદા થાય છે ત્યારે ખાવી પડે છે તેમ જરૂરની વખતે જુઠું બોલવું રવા છે, યુધિષ્ટર સરખા સત્યવાદીએ પણ "નરોવા કુંજરોવા" કહ્યું હતું.

૫૮૧ જે મનુષ્ય પુરેપુરો પ્રવિણ ન હોય પણ ગાફલ હોય તે જો રાજાની સેવા કરવા જાય તો પ્રદીપ્ત થએલો અગ્નીની પાસે બેસનાર ગાફલ માણસ જેમ બ-

ળી જાય છે તેમ નાશ પામે છે.

૫૮૨ ઘરમાં પુત્ર હોય, પાૈત્ર હોય, છોકરાઓની વહુઓ હોય, સેવક હોય, એ સર્વથી સર્વ જગોએ ઘર ભરપુર હોય તથાપિ સ્ત્રિવિના ગ્રહુસ્થનું ઘર શુન્ય કહેવાય છે.

૫૮૩ જે પુરૂષના ઘરમાં સાધ્વા તથા પ્રિય વચન બોલનારી સ્ત્રી ન હોય તો તે ઘર અરણ્ય જેવું જાણવું; કારણ કે તેને તો અરણ્ય અને ઘર સમાનજ છે.

૫૮૪ જે સ્ત્રીવડે તેનો સ્વામી સંતોશ પામતો નથી તેન સ્ત્રી ન સમજવી; કેમકે જ્યારે સ્ત્રી ઉપર તેનો સ્વામી પ્રસન્ન થાય છે ત્યારે સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે.

૫૮૫ વિશેષે કરીને તમે શરણે આંવેલાનું રક્ષણ કરનારા થાઓ.

૫૮૬ શત્રુ પણ પોતાને ઘેર આવે ત્યારે તેનું ઘટીત હોય તેવું આતિથ્ય કરવું જોઇએ; કેમકે વૃક્ષનો કાપનાર પણ વૃક્ષ નીચે આવે છે, ત્યારે તેના ઉપરથી તે કાંઇ પોતાની છાયા પાછી ખેચી લેતો નથી.

૫૮૭ સ્વામિ સમાન સ્ત્રીનો બીજો કોઇ પ્રભુ નથી અને સ્વામિ સમાન સ્ત્રીને બીજુ ક્કાંઇ સુખ નથી; બધું ઘર તથા શર્વસ્વનો ત્યાગ કરીને સ્ત્રીએ કેવળ સ્વામિનેજ શરણુ થવું યોગ્ય છે, કેમકે તેના વિના બીજો કોઇ સ્ત્રીને શરણે રાખનાર નથી.

૫૮૮ એક ઇંદ્રિયના જ્ઞાનવાળો વિધારથી ગુરૂએ બતાવેલી એકજ રીતે અભ્યાશ કરે પણ પોતાની બુધ્ધિથી જ્યાં ઘટે ત્યાં તેવો યોજના કરે નહીં તો તે વિદ્વાન થઇ શકતો નથી; તેમ રાજા પણ શાસ્ત્રમાં બતાવેલા એક દેશી ધર્મનું આચરણ કરે તો તે ધર્મવાન થઇ શકતો નથી.

૫૮૯ જે પુરૂષ સમય આવે કોમળ થાય છે તથા સમય આવે કઠોન થાય છે, તે પુરૂષ શત્રુઓને વશ કરે છે તથા તેમના માથા ઉપર ચઢી બેસે છે.

૫૯૦ જેની પાર જઇ શકાય નહીં તેવું જળ તરવાનો આરંભજ ન કરવો; તથા મિલકત હરણ કરી લીધા પછી બીજો પુરૂષ તે આપણી પાસેથી હરણ કરી જાય તેનું હરણજ કરવું નહીં; જેનું મુળ ખોદીને તે કાઢી શકાય નહીં તેને ખોદવાનો આરંભજ ન કરવો તથા જેનું માથું પૃથ્વી ઉપર પાડી શકાય નહીં તેને હણવોજ નહીં.

૫૯૧ રાજા જો અત્યંત કોમળ થાય ત્યારે બીજાઓ તેની અવગણના કરે છે, તથા તે અત્યંત તીક્ષણ થાય છે ત્યારે તેઓ તેનાથી ત્રાસ પામે છે, માટે કોમળ થવાને વખતે કોમળ થવું તથા તીક્ષણ થાવાને વખતે રાજાએ તીક્ષણ થવું.

૫૯૨ જે કોમળ હોય તેને પણ કોમળ ઉપાયથી છેદવો તેમજ કઠીણ હોય તેને પણ કોમળ ઉપાયથી છેદી શકાય છે કોમળ ઉપાયથી કાંઇ ન બની શકે એમ નથી, માટે કોમળછે, તેતો અત્યંત તીક્ષણમાં તીક્ષણછે.

૫૯૩ શત્રુઓ પોતાના દાસ વર્ગને કે તેમના મિત્રોને ફોડવાને મથતા હોયતો તેમ થવા દેવું નહીં.

૫૯૪ પોતાના કરતાં અધિક બળવાનને શુરો હોય તેને હાથ જોડીને મિત્ર કરવો જોઇએ.

૫૯૫ રાજાએ ગીધની પેઠે દુર દર્શી થવું; બગલાની પેઠે નિશ્ચળ થઇને ગુપચુપ બેશી રેહેવું, કુતરાની પેઠે જાગ્રત તથા ચોરની સુચના કરનારા થવું; સિંહની પેઠે પરાક્રમી તથા ઉદ્વેગ વિનાના થવું; કાગડાની પેઠે મનુષ્યનાં ચેષ્ટિત જાણનારા તથા શંકાવાળા થવું; બીકણ માણસને તેના મિત્ર મંડળમાં કે સરદારોમાં ફુટ ફાટ કરીને તેને ભેદ પમાડવો; લોભી હોય તેને દ્રવ્ય આપીને વશ કરવો તથા જે સમાન હોય તેની સાથે લઢીને તેને વશ કરવો.

૫૯૬ જે પુરૂષો આળસુ છે, જેઓ નામરદાછે, જેઓ અભિમાનીછે, જેઓ લોક વાદથી ડરેછે; તથા જેઓ નિરંતર આશા રાખીને બેશી રહે છે, તેમને અર્થ પ્રાપ્ત થતા નથી.

૫૯૭ પોતાનું છીદ્ર શત્રુને જણાવા દેવું નહિ; પણ શત્રુ-
નું છીદ્ર પોતે જાણવું; કાચબાની પેઠ પોતાનાં અં-
ગ સંતાડવાં તથા પોતાનું કલંક હોય તે ઢાંકવું.

૫૯૮ બગલાની પેઠે અર્થનું ચિતવન કરવું.

૫૯૯ સિંહની પેઠે પરાક્રમ કરવું.

૬૦૦ વરૂની પેઠે પોતાનો શિકાર બીજાને હાથ જવાદેવો ન-
હિ પણ જલદી ખાઈ જવો.

૬૦૧ સસલાની પેઠે વખત આવે કુદીજતાં વાર લગાડવી
નહિં.

૬૦૨ મદ્યપાન, પાસા, સ્ત્રીઓ, મૃગયા, ગાયન, વાદિત્ર, એ
સર્વે એક વિચારથી યુકિત પુર્વક સેવવાં, પણ તેમાં
વ્યાસની થવું નહીં; કેમકે તેમાં લપટાઈ પડવાથી
દોષ ઉત્પન્ન થાય છે.

૬૦૩ ઘાસનું ધનુષ્ય કરવું; મતલબકે વખત આવે દર્ભની
સળીથી પણ શત્રુની આંખ ફોડી નાંખવી પણ હથીયા-
ર નથીઃ શાવડે પ્રહાર કરૂં! એમ સમય ચુકવો નહી.

૬૦૪ મૃગની પેઠે સુઈ જવું; એટલે હરણ અચેતન જેવું
અને અસાવધાન જેવું પડેલું હોય છે પરંતુ ભય આ-
વ્યોકે એકદમ કુદીને દુર જતું રહે છે, પણ શત્રુથી પ-
કડાતું નથી માટે તેવી રીતે આપણે એકાએક શ-
ત્રુના હાથમાં આવવું નહીં.

૬૦૫ આંધળા થવાની વખતે આંધળા થવું અને બહેરા થ
વાની વેળાયે બહેરા થવું એટલે દીઠું અણદીઠું કરવું
તથા સાંભળ્યું ના સાંભળ્યું કરવું.

૬૦૬ દેશકાળ વિત્યા પછી કરેલું પરાક્રમ નિસ્ફળ થાયછે.

૬૦૭ કોઇએ કોઇના ભમાવ્યા ભમવું નહીં.

૬૦૮ જ્યાંસુધી ભય આવ્યું ન હોય ત્યાંસુધી પ્રત્યેક ક્રીયા ભ
ય પામેલાની પેઠે કરવી; પણ ભય આવ્યું એટલે
પછી નિર્ભયની પેઠ તે ઉપર પ્રહાર કરવો.

૬૦૯ પ્રપંચથી દુર રહેવું એથીજ સુખ અને આરોગ્યતા
સમજવી.

૬૧૦ 'ધર્મો જય અને પાપો ક્ષય' એ કહેવત પ્રમાણે ધા-
ર્મીક પુરૂષ હજારો સંકટ વેઠીને પણ સુખી થાય છે.
પણ પાપીને પાપી તથા જુઠા માણસને દુઃખની દીર્ઘ
નિસાનીનું વાદળ કાળે કરીને ઘેરો લે છે.

૬૧૧ અધર્મ વડે પેદા કરેલી લક્ષ્મી ઝાકળના નીર જેવી
છે તેથી તે જાઝા દીવસ પાસે રહેતી નથી, માટે ખ
રી મેહેનત કરી પૈસા પેદા કરવાની ટેવ હમેશાં રાખવી.

૬૧૨ થોડા પરાક્રમવાળો શત્રુ હોય તોપણ, તે આપણને
શું કરશે એવું માનવું નહીં પણ તેનો જલદીથી ના
શ કરવો.

૬૧૩ સર્વ પ્રાણીઓ જે દિવસથી ઉત્પન્ન થાય છે, તે દીવ-

સથી પોતાના પ્રારબ્ધમાં જે સુખ તથા દુઃખ લખ્યું હોય તે ભોગવે છે.

૬૧૪ જે ક્ષત્રીમાં ક્રોધ હોતો નથી, તે ક્ષત્રીને જગતમાં આ ક્ષત્રી છે એમ કોઇ કહેતું નથી.

૬૧૫ જે ક્ષત્રી શમય આવે ત્યારે પોતાનું પરાક્રમ ન દેખાડે તો, તેને સર્વ પ્રાણીયો પરાભવ કરે છે!

૬૧૬ જે ક્ષત્રી ક્ષમા કરવાનો સમય આવે ત્યારે ક્ષમા ન કરે તો, તે સર્વ પ્રાણીઓનો અપ્રીય થઇને આ લોક તથા પરલોકને વીશે નાશ પામે છે.

૬૧૭ પુરૂષે સદૈવ ક્રોધ તથા ક્ષમા રાખવી; પણ સમય પ્રમાણે બેઉ રાખવાં.

૬૧૮ સર્વ પ્રાણીઓનો એકવાર અપરાધ ક્ષમા કરવો,

૬૧૯ ક્ષમાવાનનો સદૈવ જય થાય છે.

૬૨૦ કોઇનું અપમાન કરવું એ અભિમાન વગર થતું નથી.

૬૨૧ સૌને કર્મ પ્રમાણે ફળ મળે છે!

૬૨૨ બુદ્ધિમાન પુરૂશે અવસ્ય ઉદયોગ કરવો જોઇએ.

૬૨૩ જે પુરૂષ અદ્રષ્ટનો આશ્રય રાખીને ઉદ્યોગ કર્યા વગર સુખે કરીને નિદ્રા કરેછે, તે દુષ્ટ બુદ્ધિમાન જેમ કાચો માટીનો ઘડો પાણીમાં નાશ પામે છે, તેમ નાશ પામે છે.

૬૨૪ જે પુરૂષ ઉદ્યોગ્ય કરેછે, તેને કોઇ વખત ફળ મળતું

નથી, તો તેનું કારણ તેની ખામી સમજવી, પણ તે નિસ્ફળ છે એમ માનીને પુરૂશે બેસી રહેવું નહીં.

૨૫ હે યુવરાજો ! ! જેમ સૂર્ય પોતાના કિરણોએ કરીને પ્રજાનું પાલન કરે છે તથા નાશ પણ કરે છે, તેમ તમે તમારા પ્રાક્રમથી શત્રુઓને નાશ તથા પ્રજાનું પાલન કરીને સૂર્ય સરખા થાઓ.

૨૬ બુદ્ધિમાન પુરૂશે કપટ યુકત બુદ્ધિવાળા પુરૂશોને તો કપટે કરીનેજ નાશ કરવો એમ મોટી બુદ્ધિવાળા પુરૂષોનો નિશ્ચય છે.

૨૭ ઉપરથી સારૂં લાગે તેવું બોલે પણ માંહ્ય અણહીત થાય તેવું હોય, એવું કહેનારા પણ ઘણા અને સાંભળનારા પણ ઘણા; પરંતુ ઉપરથી કડવું લાગે પણ માંહ્ય હિતરૂપ હોય તેવું કહેનારા પણ થોડા અને સાંભળનાર પણ થોડા.

૨૮ કોઇની સાથે વિવાદ કરવો નહીં, બકવાદ કરવો નહીં, ઘણો ખર્ચ કરવાની ટેવ રાખવી નહીં, અને ધર્મ તથા અર્થનો વિરોધ કરવો નહીં.

૨૯ વિસ્વાસ પાત્ર માણસો સ્ત્રીઓને સાચવતા હોય તોપણ તે સ્ત્રીઓ અરક્ષિત છે, પરંતુ જે સ્ત્રીઓ પોતાથીજ પોતાનું રક્ષણ કરે છે તેજ સુરક્ષિત છે એમ જાણવું.

૬૩૦ સ્ત્રી જેવા ગુણવાળા પતિ સાથે વિધિ પુર્વક સંયોગ પામે છે તેવા ગુણવાળી થાય છે; જેમ નદી સમુદ્રની સાથે મળીને ખારી થઇ જાય છે.

૬૩૧ માથાના વાળ ધોળા થવાથીજ વૃદ્ધ થવાય છે એમ નથી, યુવા અવસ્થા હોવા છતાં જે માણસ વિદ્વાન હોય તેને વૃદ્ધ કહેવાય છે.

૬૩૨ પોતાની પાસે ધન સંપત્તિ નથી એવું સમજીને પોતાનો ધિક્કાર કરવો નહીં પણ મરણ સુધી ધન સંપત્તિ મેળવવાનો યત્ન કરવો. એ દુર્લભ છે એમ મનમાં લાવવું નહીં.

૬૩૩ આદ્ય વયમાં એવું કર્મ કરવું કે જેનાથી વૃદ્ધ અવસ્થામાં સુખથી રહી શકિએ: અને જીવતાં શુધી તેવું કર્મ કરવું કે જેનાથી પરલોકમાં સુખી થઇ શકીએ.

૬૩૪ બીજાના ધનની, વયની, વીર્યની, કુળની, સંતાનની, સુખની, સૌભાગ્યની, સત્ક્રિયાની જે માણસ ઇર્સ્યા કરે છે તેને વ્યાધિનો છેડો નથી.

૬૩૫ પોતાના બંધુઓને તથા છાની વાત જાણનારાઓને દુર કરવા નહીં,

૬૩૬ ઘણા વખત સુધી વિચાર કરવો નહીં, અને કાર્ય કરવાને ધારેલા કાળનું ઉલ્લંઘન કરવું નહિ, એટલે નિમેલે વખતેજ કામ કરવું.

૬૩૭ જે પરસ્ત્રી માતા સમાન, પરદ્રવ્યને માટીના ઢેફા સમાન, અને સર્વ પ્રાણીને પોતાની સમાન જુવે છે તેજ યથાર્થ જુવે છે.

૬૩૮ કામ્ય વસ્તુના ઉપભોગથી કામનાની કદી પણ શાન્તિ થતી નથી, પણ જેમ અગ્નિમાં ઘી નાંખ્યાથી અગ્નિ વધે છે તેમ તેની વૃદ્ધિ થાય છે.

૬૩૯ મનુષ્યનો બંધુ એક માત્ર ધર્મ છે, જે મૃત્યુના પછી પણ મનુષ્યના અનુગામી થાય છે; બીજાં સર્વનો આ શરીરની સાથે વિનાશ થાય છે.

૬૪૦ દૈવ વિપરીત હોય છે. ત્યારે ઉદ્યોગનું ફળ પણ વિપરીત થાય છે, પણ જે ઉદ્યોગી પુરૂશ હોય છે. તે ઉદ્યોગ કરી નિષ્ફળ થાય તોપણ પોતાના આત્માને ખેદનો પ્રાપ્તી કરતા નથી.

૬૪૧ વાદળની છાયા, ખળ માણસની પ્રીતિ, રાંધેલું અન્ન, યુવા અવસ્થા અને લક્ષ્મી એ કોઇની પાસે ઘણી મુદત સુધી રહેતી નથી માટે તેનો ગર્વ કરવો નહીં.

૬૪૨ મનુષ્ય અધર્માચરણ કરવાથી મોટાઇ, અનેક તરેહનાં સુખ તથા શત્રુના જયને પામે છે, પણ અંતે સમુલ નાશ પામે છે.

૬૪૩ જગતમાં જે પુરૂશ એશ્વર્યતાવાન હોય છે, તે પોતે પોતાના કાર્ય કરવાનો આરંભ કરતા નથી, તેમના કા

ર્યે બીજા પુરૂશો પોતાની બુદ્ધિએ કરી કરેછે.

૬૪૪ જેણે કર્મ કર્યા હોય તેજ તેનાં ફળ ભોગવે છે, પણ તેને બદલે બીજો કોઈ ભોગવતો નથી.

૬૪૫ જગતમાં બુદ્ધિવાન પુરૂષ મળવા ઘણા દુર્લભ છે.

૬૪૬ આ જગતમાં વૃદ્ધ પાસેથી મતો લેઇને, બાળકો કાળાંતરે વૃદ્ધ થાયછે, પણ અલ્પકાળથી જ્ઞાન મળી શકતું નથી.

૬૪૭ કેટલાંક કામ ધર્મરૂપ છે એમ દેખાય છે, પણ તેઓ અધર્મરૂપ થાય છે, અને કેટલાંક કામ અધર્મરૂપ દેખાય છે પણ તેઓ ધર્મરૂપ થાય છે તે એવી રીતે કે, દુર્જનને નાશ કરવાથી દેખીતું અધર્મ થાય છે, પણ તેનું પરીણામ બીજાઓને સુખ થાય છે, વાસ્તે તે ધર્મ છે. અને સત્ય બોલવાથી બીજાઓને હાની થાય છે, તે દેખીતું સત્ય બોલવું એ ધર્મ છે, પણ તેનું પરીણામ બીજાને હાની થવાથી દુઃખ થાય છે. માટે તે અધર્મ છે એમ કહે છે.

૬૪૭ રાજાનું પરમબળ બુદ્ધિમાન, શ્રેષ્ટ મનસુબા આપનાર તથા પરાક્રમી નોકરોજ છે, જેથી તે અનુગ્રહ કરવા લાયકની ઉપર અનુગ્રહ કરી શકેછે તથા દંડ આપવા લાયકને દંડ આપી શકે છે; ને તેથીજ મોટાઈ પામે છે અને પોતાના કાર્યને પણ સિદ્ધ કરી શકે છે.

૬૪૯ રાજાએ સ્ત્રીને વશ્ય, મુર્ખ, અજ્ઞાની, લોભી, હલકા તે
થા ગાફલ મનુષ્યની સાથે વિચાર કરવો નહીં.

૬૫૦ રાજાએ હરેક કામનો મનસુબો વિદ્વાનની સાથે કરવો
સમર્થ પુરૂશોની પાસે કામ કરાવવાં, અને સર્વનું હીત
ઇચ્છનાર પુરૂશો પાસે ન્યાય કરાવવો, પણ મુર્ખ પા
સે કંઇ કામ કરાવવું નહીં, એનો તો સદૈવ સર્વ કામ
માં ત્યાગ કરેથીજ સુખ જાણવું.

૬૫૧ મિત્રનો, વિશ્વાસીઓનો, જેનું અન્ન ભોજન કર્યું હો
ય તેનો તથા જેનો આશ્રય કર્યો હોય તેનો દ્રોહ
કરવો નહીં.

૬૫૨ જે કામનો રાજાઓ દ્વેશ કરે છે, તે કામ ક્ષત્રીઓએ
ન કરવું એમ ધર્મના જાણનારા પુરૂશો કહે છે.

૬૫૩ જે પુરૂશ પોતાની મતલબ તથા ધર્મનો ત્યાગ કરીને
પાપ કર્મ કરવામાં મન કરેછે, તે તે પાપ કર્મ કરવા
નાં ફળને અવશ્ય પામે છે.

૬૫૪ જે પુરૂશ કાળને તથા કરવાના કાર્યને નહીં જાણીને
વૃથા કાર્ય કરવાનો આરંભ કરે છે, તે આ લોકમાં
નાશ પામે છે.

૬૫૫ સાહસ કામ કરનાર, બીજાને છળ કરવામાં તત્પર,
અને પોતામે સર્વ સામર્થ્ય પ્રાપ્ત થવાની ઇચ્છાવાન
દુષ્ટાત્મવાળા પુરૂષને પાપનીજ પ્રાપ્તિ થાય છે.

૬૫૬ મનુષ્યને સુખ અથવા દુઃખ જે પ્રાપ્ત થવાનું હોય, તેજ પ્રાપ્ત થાય છે, કારણ ભાવી હોય છે તે અભાવી થતું નથી અને અભાવી હોય છે તે ભાવી થતું નથી; માટે સુખની નિવૃત્તિ તથા દુઃખની પ્રાપ્તિને વીશે કોઇએ મનમાં ખેદ લાવવો નહીં.

૬૫૭ સહાય વિનાનો સમર્થ નર પણ આશ્રય ન મળે ત્યાં સુધી એકલો ઝુર્યા કરે છે. અમુલ્ય એવાં માણેકને પણ સોનાનો આશ્રય જોઇએ છીએ.

૬૫૮ પાંખ વિના ગમે તેવો બળવાન છતાં સિંહ પર્વતના ઉંચા શિખરે ઉગેલા ઝાડનું ફળ પામી શકતો નથી; અને ગમે તેવો નબળો પણ પાંખવાળો કાગડો સ્વચ્છંદથી તેનું ફળ ખાઇ શકે છે. સહાયનું આ મહત્વ ખરેખરૂં છે. વાડ વિના વેલો ચડતો નથી.

૬૫૯ પોતાના મનનો અભિપ્રાય કોઇને કહી સંભળાવવો નહીં.

૬૬૦ દરેક શાણા માણસે કેટલીક બાબત વિશે મનમાં ઘણા ઉંડા રહેવું જોઇએ.

૬૬૧ ભોજનને નકામો પીડા કરવી નહીં; કારણ કે તેમ કરવાથી સઘળી દુનિઆં આપણી શત્રુ થાય છે.

૬૬૨ ગુસ્સામાં આપણને કોઇ કાંઇ બોલી જાય તો તેપર કાંઇ જવાબ આપવો નહીં. કારણ કે શાસ્ત્રમાં કહ્યું

છે કે, 'મૌનપણું ધારણ કરે તે કોઇ દિવસ ભય પામે નહીં.' માટે ઉપરની કહેવતનો પોતાપર કોઇ ગુસ્સે થાય તો તુરત ઉપયોગ કરવો.

૬૬૩ માણસ માત્રે મ્હોડાના તડાકા મારી દુર થનાર તો-ફાનને વર્ષાદની ઉપમા આપવી નહીં, કિંવા હાથે ફ-રીને પોતે જાતેજ નકામા બુમ બરાડા પાડી મેઘરા-જા બનવું નહીં.

૬૬૪ આપણને ઘણું બોલવા માટે વારંવાર પશ્ચાતાપ થ-યા વિના રહેતો નથી. પણ મૌન ધારણ કર્યાથી કો-ઇ પણ માણસ કદી પસ્તાવો પામતો નથી.

૬૬૫ કોઇ કાળે મધપાન કરવું નહી. કારણ કે મધ એ સઘળા દુર્ગુણનું ઘર છે.

૬૬૬ પોતાની પાસે જે ધન છે તેને યોગ્ય રીતે વાપરવું ખરચવું.

૬૬૭ ઉડાઉપણું ન કર્યું હોય તો પ્રસંગ આવે પૈસા લેવા ને સારૂ પારકાનું મ્હો ઉઘાડવા જવું પડતું નથી, એ અવશ્ય કરીને ધ્યાનમાં રાખવા જેવું છે. પરંતુ દો-લતનો ઘણો સંગ્રહ કરો અતી કૃપણ થવું એ પણ યોગ્ય નથી. કદાચિત થોડા પૈસા મળે તો ફિકર ન-હીં, પણ તેના જો યોગ્ય ઉપયોગ કરતાં આવડતો હોય તો ઘણા સાથી અને હિતચિંતક મિત્રો મળી

શકે છે.

૬૬૮ જેના અહીં ખપ છે તેના ઇશ્વરને ત્યાં પણ ખપ છે, ને મૃત્યુ પોતાના સપાટામાંથી કોઈને પણ જવા દેતું નથી.

૬૬૯ જ્યાં આયુષ્યની રેખા તુટી ગઈ હોય ત્યાં કોઇપણ ઇલાજ ચાલતો નથી.

૬૭૦ ઉત્તમ માવજત અને ઉત્તમ પ્રકારના સેવકો તેહના-તમાં રહેનારા છતાં કાળ કોઈની તમા રાખતો નથી.

